# મીરાંબાઈનાં ભજન ને પદ.

## મીરાં ચરીત્ર.

મીરાંબાઈ મારવાડમાં આવેલા મેડતાના રાજા જયમલ રાઠોડની દીકરી હતી. એનો જન્મ સંવત ૧૪૯૦ માં રજપુતસ્થાનમાં આવેલા નેરેટા ગામમાં થયો હતો. તે પરમ સાધ્વી, શ્રી કૃષ્ણની એકાંતિક ભક્તાણી અને કેવળ પ્રેમલક્ષણા ભક્તિની મૂર્તિજ હતી.

નાનપણથીજ મીરાંબાઇને ઇશ્વરભક્તિ ઉપર બહુજ પ્રીતિ હતી. બચપણમાં પોતાની સખીઓની સાથે રાધા માધવનો વિવાહ કરતી અને એવીજ બીજી રમતો પણ ઇશ્વરલીલાની જ રમતી હતી. મીરાંબાઇની ઉમ્મર દશેક વર્ષની થઇ એટલામાં કોઈ એક સાધુ જયમલ રાજાને ત્યાં આવ્યો, તેણે શંખનાદ કર્યો, તે સાંભળીને મીરાં ત્યાં આવી અને તે સાધુને પગે લાગી. એ સાધુ પાસે ભગવાનની એક સુંદર મૂર્તિ હતી, તેને જોઇને મીરાંબાઈએ કહ્યું કે-મહારાજ ! આ મૂર્તિ મને આપો ત્યારે સાધુ બોલ્યો કે-" એ ગીરધરલાલની મૂર્તિ છે. તેની હું હમેશ સેવા કરૂંછું એ તારા કામની નથી. " એટલું કહીને તે સંત ત્યાંથી ચાલ્યા ગયા. પણ તેજ ક્ષણથી મીરાંબાઇની સ્થિતિ વિચિત્ર પ્રકારની થઈ ગઈ, અને "હે ગીરધરલાલ ! હે ગીરધરલાલ " એમ જીભથી રટણ કરવા લાગી. અન્ન જળ પણ તજી દીધાં અને સાત ઉપવાસ થયા. એવું જોઇને તેના પિતા જયમલ રાઠોડે પેલા સંતબાવાને તેડાવાને તેમને સઘળી હકીકત કહી સંભળાવી, પરંતુ મહંતને પણ મૂર્તિ જીવજાન વહાલી હતી તેથી તેણે રાજાના અત્યંત આગ્રહથી છેવટ એમ કહ્યું કે-જો આ ગીરધરલાલજી મને રાતે સ્વપ્નામાં આવીને કહે કે ' તું મને મીરાંબાઇને સ્વાધીન કરી દે ' તો હું આપું. એમ કહીને તે સંત પોતાને મુકામે ગયા. રાતે શ્રી ગીરધરલાલજીએ સ્વ-

સંતને કહ્યું કે-તમે જો તમારૂં ભલું ઇચ્છતા હો

તો મને મીરાંબાઇને સ્વાધીન કરો. એ સાંભળીને ચંત-ભાવા તો ગભરાઇને રાતે ને રાતેજ મીરાંબાઈની પાસે આવ્યા અને એ મનોહર મૂર્તિ તેને સોંપી દઈ પોતે વૃંદાવન તરફ ચાલી નીકળ્યા.

હવે મીરાંબાઇને તો હૈયાના હાર પ્રાણથી પણ અધિક પ્રિય શ્રી ગીરધરલાલજી મલ્યા, તેથી તે એવી તો પ્રેમમગ્ન થઈ ગઇ કે કાંઈ ન પૂછો વાત. રાતને દિવસ શ્રી ગીરધરલાલને રંગે ને સંગે રાતી ને માતી રહેતી. એમ કરતાં કરતાં મીરાંબાઈની ઊમ્મર બાર વરસની થઈ, એટલે તેના પિતા જેમલ રાઠોડને તેનું લગ્ન કરી નાંખવાની ચિંતા થઇ મીરાંબાઇની મરજી નહી છતાં જેમલે તેનું વેવિશાળ મેવાડ ( ઊદેપુર )ના રાણા કુંભાની સાથે કર્યું કુંભો રાણો જાન લઈ મેડતે આવ્યો અને પરણવાને માટે મંડપમાં બેઠો. જ્યારે કન્યા પધરાવવાનો સમય થયો ત્યારે મીરાંએ કહ્યું કે-મારા ગીરધરલાલજીને મંડપમાં પધરાવો, તે પછી હું મંડપમાં પ્રવેશ કરીશ. તેનાં માબાપે ગીરધરલાલજીને મંડપમાં પધરાવ્યા તે કેડે મીરાંબાઇ પણ આવીને મંડપમાં બેઠી, અને મંગળ ફેરા ફરતી વખતે પણ ગીરધરલાલને સાથે લઇને જ ફેરા ફરી. પછી કુંભો રાણો પરણીને ઉદેપુર ગયો તેની સાથે મીરાંને પણ ગીરધરલાલજી સહિત પાલખીમાં બેસાડીને વળાવી ત્યાં કુળદેવની પૂજા કરાવીને મીંઢળ છોડાવતી વખત જુવાન તથા વૃદ્ધ સ્ત્રીઓ એકઠી મળી, અને મીરાંબાઇને પૂજાની રીતી શીખવાડવા લાગી. તે સમયે મીરાં હસીને બોલી કે આવી રીતની પૂજા મને ગમતી નથી, જાદવકુળ શ્રી કૃષ્ણદેવની પૂજા છોડી દઇને બીજા દેવની પૂજા કરવી ઉચિત નથી. ત્યારે તેની સાસુએ કહ્યું કે- વહુજી ! આપણા કુળની રીત તમે જાણતાં નથી. આપણા કુળદેવ શ્રી શંકર તથા ગણપતિ છે તેમની પૂજા કર્યાથી અખંડ સોભાગ્ય રહે છે. એવું સાંભળી મીરાં ચારે તરફ એકઠી મળેલી સ્ત્રીઓ તરફ જોઇને બોલી કે-" તમે કુળદેવની પૂજા કર્યાથી સોહાગ વધે છે એમ કહોછો તે મને ખરું લાગતું

નથી. જો એમ થતું હોય તો આ તમારા કુળની સ્ત્રી-ઓમાંની ઘણીક વિધવા થયેલી છે તેનું કારણ શું ? તમે જેની પુજા કરવાની કહોછો તે પણ મ રા ગીરધરલાલજીનું ભજન કરે છે ” નવી વહુનાં આવાં પ્રતિકુળ વચનો સાંભળીને સાસુજીને તો પગથી માથા સુધી ઝવાળા પ્રગટી. અને બોલી કે- વહુએ હજી ઘરમાં પગ મૂક્યો નથી, ત્યાં તો જેમ મરજીમાં આવે તેમ બોલવા માંડયું, આ તો મારા કુંભારાણાનુ ઘર માંડે તેમ લાગતું નથી. પછી તેણે એ વાત રાણાને કહી. ત્યારે રાણાએ હુકમ કર્યો કે એને ભુતમેહેલમાં રાખો, જેથી તે એની મેળેજ ઠેકાણે થઈ જશે. પછી મીરાંને ભુતમેહેલમાં મોકલી દીધી. ત્યાં તેણે ગીરધરલાલજીને પધરાવીને મંદીર બનાવ્યું. અને કર-તાળાં, ઝાંઝરી શંખ વગેરે વગાડી પ્રીતીપૂર્વક ભગવાનની ભક્તિ કરવા લાગી, તેથી સર્વ ભુતમંડળ ત્યાંથી પોબારા ગણી ગયું

પછી મીરાંબાઈની કીર્તિ દીન દીન પ્રત્યે જગતમાં જાહેર થવા લાગી, અને અનંત સંતજનો ત્યાં આવી ભજન કરવા લાગ્યા. અને મીરાંને મંદીરે દરરોજ ઘણા સંતોની પંગત બેશીને જમતી હતી. મીરાંબાઇ હાથમાં તંબુરો ખંજરી લઈ ગીરધરલાલજી સાથે એક તાર લગાવી ભજન ગાતી હતી. તેની આવી દશા જોઇને તેની સાસુ તથા નણંદ ત્યાં આવીને સમજાવવા લાગી કે–“ અરે તું આ શું ઢોંગ ધતીંગ લઇ બેઠી છે, અને અનેક મુડીયા-ઓને ભેગા કરી ગાતી બજાવતી ફરે છે એ આપણા રા-જકુળની રીત ન કહેવાય. તું આવું તોફાન લઈ બેઠી છે તેથી અમારા કુળને મોટું કલંક લાગે છે ને તું નાહક કુ-ળની આબરૂ ગુમાવા બેઠી છે. જો કુંભો રાણો બહુ રીસે ભરાશે તો તેમાંથી તારા જીવનું જોખમ થશે માટે વહુજી સમજો તો સારૂં. ”

સાસુ નણંદનાં એવાં વચનો સાંભળીને મીરાંબાઈ બોલી કે-તમે અજ્ઞાની થઇને મને શું સમજાવવા આવ્યાં છો ? તમે જો સમજ્યાં હોત તો આ દુ:ખરૂપી સંસાર સ-

મુદ્રમાં પડત નહી. માટે જો તમારે સુખની ઇચ્છા હોય તો હે સાસુજી ! તમે આ સંસાર છોડી દઇ મારા ભેગાં આવીને ભજન કરો, આ મારાં નણંદને પણ સાસરે મોકલશો નહી, કેમકે સંસાર છે તે ભવસાગર છે તેમાં પડીને કોઇ તરી શકે નહી, માટે પ્રથમથીજ ચેતો તો સારૂં.

એવાં મીરાંબાઈનાં વચન સાંભળીને તેની નણંદ તથા સાસુએ કુંભારાણાની પાસે જઈ સઘળી હકીકત જાહેર કરી તેથી રાણો બોલ્યો કે હવે તો એને રામશરણ કરી નાંખવી જોઇએ. એમ વિચારી એક પ્યાલામાં હળાહળ ઝેર ઘોળીને મીરાંની પાસે મોકલ્યો, અને કહેવરાવ્યું કે આ પ્યાલામાં ભગવાનનું ચરણામૃત છે તે પી જાઓ. પછી એ ઝેરનો પ્યાલો મીરાંએ હાથમાં લીધો અને પછી ગીરધરલાલજીની મૂર્તિ સમીપ જઇ નીચે લખેલાં પદ ગાવા લાગી.

પદ ૧— રાણાજી ઝેર દીયો સો જાની

જીન હરી મેરો નામ નિબેર્યો છર્યો દૂધ અરૂ પાની. ટેક
જબલગી કંચન કસીયત નાંહી, હોત ન બાહર વાની;
અપને કુલકો પરદા કરીઓ, તુમ અબલા બિરાની. રા૦
શ્વપચ ભક્ત વારૂં તન મનસે, હું હરી હાથ બિકાની;
મીરાંપ્રભુ ગીરીધર ભજીવેકો, સંત ચરણ લપટાની. રા૦

પદ. ૨— હમારે મન રાધા શ્યામ વસી.

કોઈ કહે મીરાં ભઈ બાવરી, કોઇ કહે કુલ નસી. હમારે૦
બોલીકે ઘુંઘટ પારીકે ગાતી, હરી ઢીગ નાચત ધસી;
વૃંદાવનકી કુંજગલનમેં, ભાલ તિલક ઉપર લસી. હમારે૦
વિષકો પ્યાલો રાણાજી ભેજ્યો, પીવત મીરાં હસી;
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, ભક્તિ માર્ગમેં ફસી. હમારે૦

એ બે પદ ગાઇને ' જય શ્રી ગીરધરલાલજી ' કહીને મીરાંબાઇ ઝેરનો પ્યાલો ગટગટાવી ગઇ. ભગવાને તે ઝેરને અમૃત સમાન કરી દીધું તેથી તેને બીલકુલ ઝેરની અસર થઈ નહી. આટલું થયા છતાં શઠ રાણો કાંઇ સમજયો નહી.

એકવાર મધ્ય રાત્રિના સમયે મંદીરમાં મીરાંબાઇ પ્રભુ સાથે એકચિત્ત થઇ ભજન ગાવા લાગી. તેના ભજનના પ્રેમથી લવલીન થઇ શ્રી ગીરધરલાલજી ભગવાન સા-

ક્ષાત થઈ તેની સન્મુખ પ્રગટ થયા, કેમકે ભગવાન ભક્તને વશ છે. મીરાંના મેહેલમાં મધ્ય રાતના સમયે પુરૂષ વેશે છેલ છબીલા ભગવાનને જોઇને કોઇ એક દાસીએ રાણા પાસે જઇને ચાડી ખાધી કે- મીરાંબાઇના મેહેલમાં કોઇ એક છેલ છબીલો પુરૂષ છે અને અરધી રાતને સમે મીરાં તેની સાથે છાની છાની વાતો કરે છે. એ સાંભળીને રાણાજીને ઘણોજ ગુસ્સો ચઢયો એકદમ તે મીરાંના મેહેલ પાસે જઇ હેરવા લાગ્યો તો ખરેખર તેમજ હતુ. પછી બારણાં ઉઘડાવી અંદર જઇને જોવા લાગ્યો તો કોઈ પુરૂષ તેના જોવામાં આવ્યો નહી, તેથી કોપ કરીને મીરાંને પૂછવા લાગ્યો કે-કોણ પરાયા પુરૂષને તેં ઘરમાં ઘાલ્યો છે ? ત્યારે મીરાં બોલી કે-તમારી આંખોએ દેખાતું નથી, ગીરધરલાલજી વિના બીજો કોણ મારી પાસે આવી શકે ? અહીં પરાયા પુરૂષનો સંચાર થાય તેમ નથી. ફક્ત એક છેલ છબીલો નંદદુલારો મારી પાસે આવે છે. એ વખતે મીરાંબાઈ નીચે લખેલું પદ બોલી.

પદ. ૩—રાણાજી મેં સાંવરે રંગ રાચી.

સજી શણગાર પદ બાંધી ઘુંઘરૂ, લોક લાજ તજી નાચી, ટેક
ગઇ કુમતિ લહી સાધુકી સંગતી, ભક્તિરૂપ ભયી સાંચી;
ગાય ગાય હરીકે ગુણ નીશદીન, કાલ વ્યાલસોં બાંચી રા૦
ઉન બીન સબ જગ ખારો લાગત, ઔર બાત સબ કાચી
મીરાં શ્રી ગીરધરલાલનસોં, ભક્તિ રસીલી યાચી. રા૦

એ સાંભળી લજ્જીત થઇને રાણો ત્યાંથી ચાલ્યો ગયો.

પછી તો મીરાંબાઇ કુળલજ્જા છોડી દઇને સંત સમાજમાં બેસીને ભજન કીર્તન કરવા લાગી. એક વખત એક સાધુ મીરાંની પાસે આવીને કહેવા લાગ્યો કે-હે મીરાં ! તમે ગીરધરલાલની દાસી છો હું પણ ગીરધરલાલનો દાસ છું તેથી શ્રી ગીરધરલાલજીએ મને આજ્ઞા કરી છે કે ' તું જઇને મીરાંનું દુઃખ દૂર કર. ' તેથી હું તમારી પાસે આવ્યો છું માટે શ્રી ગીરધરલાલજીની આજ્ઞા માથે ચઢાવીને તમે મારી સાથે અંગસંગ કરો. એ સાંભળીને મીરાંબાઈ શાંતપણે બોલી કે-હે સંત મહારાજ ! ગીરધરલાલજીની

આજ્ઞા હું માથે ચઢાવુંછું તમે હાલ ભોજન કરો. એમ કહી સંતને જમાડીને પછી સર્વ સમાજ વચ્ચે પલંગ બીછાવ્યો પછી પેલા સંતને કહ્યું કે-મહારાજ ! હવે પલંગ પર પધારો. ત્યારે સંત બોલ્યો કે-આટલા બધા સાધુના સમાજ વચ્ચે ખુલ્લી રીતે એવું કામ શી રીતે કરાય ? એકાંત જોઇએ. ત્યારે મીરાંએ કહ્યું કે એકાંત જગા તો કયાંઈ પણ નથી, લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ ભગવાન વિના કઇ જગ્યા ખાલી છે ? વળી આપણાં શરીરમાં પણ સૂર્ય ચંદ્ર, અશ્વીનીકુમાર વગેરે સઘળા દેવતાઓનો વાસ છે, તેઓ આપણાં પાપ પુણ્ય વગેરે યમરાજાને કહી દે છે અને તે પ્રમાણે યમરાજા આપણને યોગ્ય દંડ દે છે

મીરાંબાઇની આવી અમૂલ્ય શિખામણ સાંભળીને તે સંતના હૃદયપટમાં જ્ઞાનરૂપી અજવાળું થયું, ને તુરત તેણે મીરાંબાઇને પગે પડી ક્ષમા માગી.

મીરાંબાઇની ભક્તિ તથા તેને ઈશ્વર પ્રસન્ન છે એ વાત આખા ભરતખંડમાં પ્રસરી. એકવાર દીલ્હીના બાદશાહ અકબરને મીરાંબાઇની મુલાકાત લેવાનું મન થયું, તેથી તે પોતાના ગવૈયા તાનસેનને સાથે લઈ સંન્યાસીના વેશે મીરાંબાઈની પાસે ગયો. તેની સુંદર મુખાકૃતિમાંથી નીકળતા ભજનનો પ્રવાહ જોઇને તથા તેની ગાવાની છટા જોઇને અકબર બહુ ખુશી થયો. પછી તેણે ભજનનો પ્રભાવ પૂછયો, ત્યારે મીરાંબાઇએ કહ્યું કે—કોઈ એક રાજા હતો તે એકવાર શિકાર રમવા ગયો, ત્યાં રસ્તામાં એક સંત માથે છત્ર લગાવીને બેઠા હતા તેને જોઇને રાજાનાં માણસોએ તેને કહ્યું કે—હે સંત ! તમારે માથેથી છત્ર કાઢી નાંખો, છત્ર તો એક અમારા રાજાને માથેજ ધરાય છે, એ સાંભળીને સંત બોલ્યા કે હમ તેરા રાજાકાભી રાજા હે, ઇતના ધૂપમે હમ છત્ર નહી ટારેંગે. એ સાંભળીને રાજાનાં માણસોએ બળાત્કારે તેનું છત્ર ભંગ કરી નાંખ્યું, તેથી તે સંત બિચારો તડકાની ગરમીથી દુઃખી થવા લાગ્યો એ જોઇ રાજાને દયા આવી, તેથી તેણે પોતાને માથે ધરાતું છત્ર તેને અર્પણ કરી દીધું. એ છત્રના દાનના પ્રતા-

પછી યમદૂતોના હાથથી છૂટીને વૈકુંઠમાં ગયો એવો ભગવાનના ભજનનો અને ભક્તનો પ્રતાપ છે.

પછી અકબર બાદશાહ મીરાંને પગે લાગ્યો અને પોતાનાં કપડાંમાંથી એક અમૂલ્ય હાર કાઢીને મીરાંને આપીને બોલ્યો કે હે માનવંતાં બાઈ! મારી આ એક નાની સરખી ભેટ સ્વીકારો. મીરાંએ એ હાર જોઇને કહ્યું કે-મહારાજ ! આ હાર ઘણો કીમતી છે તે આપ જેવા સંન્યાસીની પાસે ક્યાંથી ? ત્યારે અકબરે કહ્યું કે અમે યમુના નદીમાં સ્નાન કરવા ગયા હતા ત્યાંથી તે અમારે હાથ લાગ્યો છે, તે અમારે તો કશા કામનો નથી, પણ આપના આરાધ્ય દેવ ( શ્રી ઠાકોરજી )ને કંઠમાં આરોપવાનો સંકલ્પ કરીને અહીં લાવ્યા છીએ. પછી એ હાર મીરાંબાઇએ રાખ્યો અને અકબર તથા તાનસેન ત્યાંથી ચાલ્યા ગયા.

પરંતુ એજ હારે મીરાંબાઇને મેવાડ તજાવ્યું. રાણાને એ વાતની ખબર પડવાથી તે તેના ઉપર બહુ રૂઠયો. તેથી તેણે એક મોટા ડબ્બામાં કાળો નાગ ઘાલીને મીરાંબાઇ ઉપર મોકલીને કહાવ્યું કે-આમાં શાલિંગરામ છે તે તમારે સેવવાને માટે રાણાજીએ મોકલ્યા છે. એ સાંભળીને મીરાંબાઇ બહુ ખુશી થઇ,અને ઘણા પ્રેમથી ડબ્બો ઉઘાડયો તો તેમાંથી ખરેખર દિવ્ય શાલિંગરામની મૂર્તિ નીકળી તે મીરાંએ પોતે સેવામાં રાખી અને પ્રેમમગ્ન થઇ શ્રી ગીરધરલાલજીની સમીપમાં બેશીને નીચે લખેલું પદ ગાયું.

પદ. ૪— ડબ્બાકે શાલિંગરામ બોલત કાય નહીયાં.
હમ બોલત તુમ બોલત નાહીં, કાહેકો મોંન ધરે પહીયાં.
યહ ભવસાગર અગમ બડોહે, કાઢી લેહુ ગહિકે બહીયાં.
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, તુમહીં હો મોર સહહીયાં.
રાણો મારો કાંઈ કરી હે મીરા છોડ દઇ કુળ લાજ;
વિષકો પ્યાલો રાણાજી ભેજયો, મીરાં મારન કાજ.
હંસીકે મીરાં પાય ગઇ હૈ, પ્રભુ પ્રસાદ પર રાગ;
ડબ્બા એક રાણાએ ભેજ્યા ઉસમેં કાલા નાગ.
ડબ્બા ખોલી મીરાં જબ દેખ્યો, હો ગયે શાલિંગરામ;
જય જય ધ્વનિ સબ સંત સભા ભઇ, કૃપા કરી ઘનશ્યામ;

સજી શૃંગાર પગ બાંધી ઘુઘરૂ, હોઊકર દેતી તાલ;
ઠાકોર આગે નૃત્ય કરત રહી, ગાવત શ્રી ગોપાલ.
સાધુ હમારે હમ સાધુનકે, સાધુ હમારે જીવ.
સાધુન મીરા મીલી રહી હે, જીસી માખનમેં ઘીવ.

મીરાંબાઇ પરમ પવીત્ર અને સાધ્વી સ્રી છતાં શઠ અને હઠીલો રાણો તેને ઇશ્વર ભજન કરતાં ઘણા ઉપદ્રવ કરવા લાગ્યો. તેથી છેવટે મીરાંબાઇએ તુલસીદાસજીને નીચે પ્રમાણે પત્રિકા લખી મોકલી.

ભજન ૫—સ્વસ્તિશ્રી તુલસી ગુણ દૂષણ હરણ ગોસાઇ;
વારહિવાર પ્રણામ કરહું અબ, હરહુ શોક સમુદાઇ.
ઘરકે સ્વજન હમારે જેતે, સબન ઉપાધિ બઢાઇ;
સાધુ સંગ ઔર ભજન કરત મોહિ, દેત કલેશ મહાઇ.
બાલપનેતે મીરા કીન્હીં, ગિરીધરલાલ મિતાઇ;
સો તો અબ છૂટત નહિ કયોંહું, લગી લગન વરીયાઇ
મેરે માત પિતાકે સમ હો, હરિ ભક્તન સુખદાઈ;
હમકો કહા ઉચિત કરિવો હે, સો લીખીયો સમુઝાઈ.

એ પ્રમાણે મીરાંબાઈની પત્રિકા આવી, તે વાંચીને તુલસીદાસજીએ નીચે લખેલું પદ મીરાંબાઇ ઉપર લખી મોકલ્યું.

પદ. ૬— જીનને પ્રીય ન રામ વૈદેહી.
તીન ત્યાગીએ કોટી વૈરી સમ, યદ્યપિ પરમ સનેહી. જીનકે.
પિતા તજયો પ્રહલાદ વિભિષણ બંધુ ભરત મહતારી;
બલિગુરૂ તજયોકંથ વ્રજ વિનતા, ભયે જગમંગલકારી જીનકે.
નાતો નેહ રામસો સાચો, સુકૃતિ સંત જહાંલો
અંજન કહા આંખ જો ફુટે, બહુતક કહું કહાંલો. જીનકે.
તુલસીદાસ પૂજય સોઇ પ્રીતમ, પુત્ર પ્રાણતે પ્યારો;
જાકો લગ્યો સનેહ રામસોં, સોઇ જગહેતુ હમારો જીનકે.

એવી રીતની તુલસીદાસની પત્રિકા વાંચીને મીરાંબાઇએ રાણાના દેશમાં રહેવું નહી એવો નિશ્ચય કર્યો અને નીચે લખેલું પદ રાણાપર લખી મોકલીને ત્યાંથી વૃંદાવનમાં ચાલી ગઇ.

ભજન. ૭ મું

મેરો મન લગ્યો સખીસાંવલીયાસોં,કાહુકી વારી નાંહી રહુંગી
જો કાઉ મોકો એક કહેગી, એકકી લાખ કહુંગી. મેરો મન

સાસુ બુરી નણંદ હઠીલી, યહ દુઃખ કાહીં બહુંગી;
મીરા પ્રભુ ગિરધરકે કારણ જગ ઉપવાસ સહુંગી. મેરો.

ભજન. ૮ મું—મેરે ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઇ. ટેક.

જાકે શીર મોરમુકુટ, મેરો પતિ સોઇ
શંખ ચક્ર ગદા પદ્મ, કંઠમાલા જોઈ. મેરે.
સંતન ઢીગ બેઠી બેઠી, લોક લાજ ખોઇ;
અબ તો બાત ફૈલ ગઇ જાને સબ કોઇ. મેરે.
મેં તો પરમ ભક્તિ જાની, જક્ત દેખી મોઈ;
માત પિતા પુત્ર બંધુ, સંગ નાંહી કોઇ. મેરે.
મેં પિયાકો દેખી હંસી, લોક જાન રોઈ;
અંસુવન જલ સીંચી સીંચી, પ્રેમ વેલી બોઇ. મેરે.
લોક ત્રાસ છાંડી દિયો, કહા કરે કોઈ;
મીરાંકી લગન લગી, હોની હોસો હોઈ. મેરે.

એ રીતે બે પદ બનાવીને રાણા ઉપર મોકલાવી દીધાં અને પોતે વૃંદાવન તથા ગોકુળ મથુરાંમાં ઘણો કાળ આનંદ પૂર્વક ભગવદ્ભજનમાં ગાળ્યો ત્યાર પછી કેટલોક કાળ વીત્યા બાદ પોતે પાછી ઉદેપુર રાણાની હાલત જોવાને આવી, પરંતુ રાણાની બુદ્ધિ વિપરીત જોઇને પોતે દ્વારકામાં જઈ શ્રી રણછોડરાયના આશ્રયે રહી અને દ્વારકામાં જ રહીને ઇશ્વરભજનમાં ઘણોક કાળ ગાળ્યો. ત્યાર પછી કેટલેક વરસે રાણાના દેશમાં ઘણા ઉત્પાત થવા લાગ્યા તે જોઇને રાણાને લાગ્યું કે મીરાને કનડગત કર્યાનું આ ફળ છે. રાણો ઘણો ગભરાવા લાગ્યો, અને પછી પોતાના પુરોહિતને બોલાવીને કહ્યું કે તું તરત દ્વારકા જઇને મીરાંને પાછી તેડી લાવ, જો મીરાં નહી આવે તો મારૂં જીવતર આવી રહ્યું સમજજે. રાણાની એવી આજ્ઞા થતાં પુરોહિત ( ગોર ) દ્વારકા આવ્યો અને સઘળી હકીકત મીરાંબાઇને કહી અને કહ્યું કે—તમે મારી સાથે ઉદેપુર ચાલો, નહીતો રાણાનું આયુષ્ય ખુટયું જાણજો. પુરોહિતની એવી વાણી સાંભળીને મીરાંબાઇ રણછોડજીના મંદીરમા ગઇ અને નીચે લખ્યા મુજબ પદ ગાયું.

ભજન. ૯ મું.

આઇકું જી રાજા રણછોડ શરણે થારે, આઇકું જી. ટેક.

હિતસું બ્રાહ્મણ ભેજદીયા હે લાવોની મેડતણી વહોડ;
ધરમ સંકટ દીયો બ્રાહ્મણા બેઠી મંદીરમેં દોડ. આઇ.
આપણી ઢીગ રાખી સાંવરા વિનતી કરૂં કરજોડ;
કે મેં પાછી જાઉં જગતપેં લાગે મને મોટી ખોડ. આઈ.
ભયો પ્રકાશ મંદીરમેં ભારી ઉગા સૂરજ કિરોડ;
એસો રૂપ દેખી કૃષ્ણકો આઇ મંદીરમેં દોડ. આઇ.
નીર ખીર જ્યોં મીલગ્યા સજની પરમાનંદકી ઓડ;
જન લિછમણસાબોજ મુગતમેં ધની મીરાં રાઠોડ. આઇ.

પદ. ૧૦ મું.

હરીતુમહરોજનનકીભીર, દ્રૌપદીકીલાજરાખીતુમબઢાયોચીર
ભક્ત કારણ રૂપ નરહરી ધર્યો આપ શરીર;
હિરણ્યકશ્યપુ મારી લાન્યો, ધર્યો નાહીન ધીર. હરી૦
બૂડતહીં ગજગ્રાહ માર્યો, કીયે બાહેર નીર;
દાસી મીરા લાલ ગીરિધર, દુઃખ જહાં તહાં પીર. હરી૦
જયોં જાનો ત્યોં લીયે સજન સુધી જ્યોં જાનો ત્યોં લીજે
તુમ બીન મેરે ઔર ન કોઉ કૃપા રાવરે કીજે જયોં૦
વાસર ભૂખ ન રૈન નિદ્રા, યહ તનુ પલ પલ છીજે;
મીરા પ્રભુ ગિરિધર નાગર અબ મીલિ બિછુરન નહી કીજે. જયોં૦

એ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરતી કરતી મીરાં-બાઇ ભગવત્સ્વરૂપમાં લીન થઇ ગઇ, નાગર નંદકીશોર શ્રી દ્વારકાધીશે મારાબાઇને પોતાના સ્વરૂપમાં લીન કરાં દીધી. અને જગતના લોકની પ્રતીતિને માટે ભગવાને પોતાના મુખમાં ચૂંદડીનો છેડો રાખ્યો. ગમે તેમ હો પણ મીરાબાઇના ભજનનો ચમત્કાર અલાૈકિક હતો. અને તેને લાધેજ તેની કીર્તિ અદ્યાપિ જગતમાં ઝળકી રહેલી છે.

મીરાંબાઇએ ઘણાંક ભજનો રચેલાં છે તેમાંનાં ઘણાં ખરાં તો મારવાડી ભાષામાં છે પરંતુ તે ઘણોક કાળ ગુજરાતમાં રહેલી તેથી તેણે ગુજરાતી ભાષામાં પણ કેટલાંક પદ રચેલાં છે.

પદ ૧૧ મું; રાગ પ્રભાતી.

મુજ અબળાને મોટીરે મીરાતબાઇ શામળો ઘરેણું મારે સાચું રે
વાળી ઘડાવું વીઠલવરકેરી હાર હરીનો મારે હઇયેરે
ચીનમાળા ચતુરભુજચુડલો, શિદ સોની ઘેર જઇયેરે. મુજ૦

ઝાંઝરીયાં જગજીવનકેરાં કૃષ્ણજી કલ્લાં ને કાંબીરે;
વીછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતરજામીરે. મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમકેરી ત્રીકમ નામનું તાળુંરે;
કુંચી કરાવું કરૂણાનંદકેરી, તેમાં ઘરેણું મહારૂંરે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી; હવે નથી કાંઇ કાચુંરે;
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ; હરીને ચરણે જાચુંરે મુજ૦
પદ. ૧૨–ક્યાં ગયો પેલો મોરલીવાળો અમારા ઘુંઘટ ખોલીરે,
ક્યાં ગયો પેલો વાંસળીવાળો, અમને રંગમાં રોળીરે. ટેક.
હમણાં વેણી ગુંથી હતી, પેહેરી કસુંબલ ચોળીરે,
માત જસોદા સાખ પુરે છે, કેશર છાંટયાં ઘોળીરે. ક્યાં ગયોરે.
જળ જમનાં ભરવા ગયાંતાં, બેડું નાંખ્યું ઢોળીરે;
પાતળીયો પરપંચે ભરીયો, અમે તે અબળા ભોળીરે. ક્યાં૦
પ્રેમતણી પ્રેમદારે અંતર, ગેબની મારી ગોળીરે;
મીરાંબાઈકહેપ્રભુ ગીરધરનાગર, ચરણકમળ ચિતચોળીરેક્યાં૦

પદ. ૧૩ રાગ ગરબી.

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણવિના બીજું બોલમાં એરાગ.
પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની. ટેક
જળ જમનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીમને.
કાચે તે તાંતણે હરીજીએ બાંધી, જેમ ખેંચે તેમતેમનીરે મને.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, શામળી શુરત શુભ એમનીરે. મને.

પદ. ૧૪ મુ.

લેહ લાગી મને તારી અલ્યાજી, લેહ લાગી મને તારી. ટેક.
કામકાજ મુકયુંને ધામજ મુકયું મનમાં ચાહુંછું મોરારી. અ.
ખભે છે કાંબળીને હાથમાં છે વાંસળી ગોકુળમાં ગાયોચારી. અ.
સોળ સહસ્રગોપીયોને તમે વરીયા, તોય તમે બાળ બ્રહ્મચારીઅ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ બલિહારી. અ૦

પદ ૧૫ મું.

કાલે પરણાવશુ ગોપિ, કુંવરને કાલે પરણાવશું ગોપિ. ટેક.
લાજ મરજાદ સર્વે લોપી, કુંવરને કાલે પરણાવશું ગોપી;
કાન કુંવર મારો ઘોડે ચડશે માથે મુગટ આરોપી; કુંવરને૦
રાધિકા જ્યારે મંદીર પધારશે, મંદીર રહેશે ઓપી; કુંવરને.
મીરાંકહે પ્રભુ ગીરધરનાગર, લીલા વાઘાને પીળીટોપીકુંવરને૦

પદ. ૧૬ મું—હાંરે કોઈ માધવલ્યો માધવલ્યો વેચંતીવ્રજનારી રે.
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલીરે. હાં૦
હાંરેગોપીઘેલું શું બોલતીજાય, કાન મટુકીમાંનવસમાયરે.હાં૦
નવ માનો તો જુઓ ઉતારી,માંહી જુએ તો કુંજબીહારીરે.હાં૦
વૃંદાવનમાં જાતાં ધારી, વાલો ગૌ ચારે ગીરધારીરે. હાં૦
ગોપી ચાલી વૃંદાવન વાટે, વ્રજની ગોપીયો સાથેરે. હાં૦
મીરાંકહેપ્રભુ ગીરધરનાગર,જેના ચરણકમળ સુખસાગરરે.હાં૦
પદ ૧૭ મું—અરજ કરેછેમીરાં રાંકડી ઉભી ઉભી અરજ કરેછે.
મણિધર સ્વામી મારે મંદીર પધારો,સેવા કરૂ દીન રાતડી. ઉ.
ફુલનારે તોરાને ફુલનારે ગજરારે,ફુલનાતે હાર ફુલ પાંખડી. ઉ.
ફુલની તે ગાદીને ફુલના તે તકીયા,ફુલની તે પાથરી પછેડી.ઉ.
પચ પકવાન મીઠાઇને મેવા, સેવૈયાને સુંદર દહીંડી. ઉ.
લવીંગ સોપારી એલચી તજવાલા,કાથા ચુનાથી પાનબીડી.ઉ.
સેજ બિછાવુંને પાસા મંગાવું,રમવા આવો તો જાય રાતડી.ઉ.
બાઇમીરાંકહેપ્રભુગીરધરનાગરવાલા,તમનેજોતામાંઠરેઆંખડી.ઉ.

રાગ સોરઠ. પદ ૧૮ મું.

આજ મારે સાધુ જનનો સંગરે, રાણા મારાં ભાગ્ય ભર્યાં.ટેક.
સાધુજનનો સંગ જો કરીએ રામજી,ચડેતે ચોગણો રંગરે રા૦
સાકુટ જનનો સંગન કરીએ રામજી, પડે ભજનમાં ભંગરે રા૦
અડસઠ તીરથ સંતોનેચરણેરામજી, કોટીકાશીને સોયે ગંગરેરા૦
નિંદા કરશે તે તો નર્કકુંડમાં જાસે રામજી,થશેઆંધળાંઅપંગરે
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગરના ગુણ રામજી,
સંતોની રજ મારે શીરરે—રાણા૦
પદ. ૧૯—કાગળ કોણ લેઇ જાયરે, મથુરાંમાં વસે મેવાસી.
એરે કાગળમાં ઝાઝું શું લખીએ,થોડે થોડે હેત જણાયરે મ૦
મિત્ર તમારા મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાયરે. મ૦
સેજલડી તો મુને સુનીરે લાગે, રડતાં તે રજની જાયરે. મ૦
બાઇ મીરાંકહેપ્રભુગીરધરનાગુણ,ચરણકમળમારૂં ત્યાંજાયરે મ૦

પદ. ૨૦ મું.

લેતાં લેતાં શ્રીરામજીનું નામરે હો,લોકડીયાંતો લાજે મરેછે. ટેક.
હરી મંદીર જાતાં પાવલીયારે દુખે, ફરી આવે સારૂં ગામરે લો.
ઝઘડો થાય ત્યાં દોડીને જાયરે, મુકીને ઘરનાં કામરે લો.

ભાંડ ભવૈયા મુશ્કા નૃત્ય કરતાં, બેશી રહે ચારે જામરે લો
બાઇમીરા કહેપ્રભુગીરધરનાગુણ,ચરણ કમળ ચિત હામરે લો.

પદ. ૨૧ મું.

આવત મોરીગલીયનમેં ગીરધારી, મેંતોછુપગઇ લાજકીમારીરે ૧
કસુંબલ પાઘ કેસરીયારે જામા, ઉપર ફુલ હજારી;
મુગટ ઉપર છત્ર બિરાજે, કુંડલકી છબિન્યારી. આવત. ૨
કેશરી ચિર દરિઆઇકો લેંઘો, ઉપર અંગીયાં હે ભારી;
આવત દેખી કૃષ્ણ મોરારી, છુપ ગઈ રાધે પ્યારી. આવત. ૩
મોર મુગટ મનોહર સોહીએ, નથનીકી છબી ન્યારી;
ગલે મોતનકી માલ બીરાજે, ચરણ કમલ બલીહારી. આવત. ૪
ઉભી રાધે પ્યારી અરજ કરત હે, સુનજો કૃષ્ણ મોરારી;
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,ચરણ કમલપર વારી. આવત. ૫

પદ. ૨૨. મોહન લાગત પ્યારારાણાજી, મોહન લાગત પ્યારા ટેક.
જીનકી કલાસે હાલત ચાલત, બોલત પ્રાણ આધારા
નેનકી કલામેં સબ જુગ ભુલ્યો, એહી પુરૂષહે ન્યારા. રા૦. ૧
તુમહી જુઠે ને હમહી જુઠે, જુઠે એ સબ સંસારા;
સ્ત્રી પુરૂષ કે સબંધ જુઠે, તો કુટયા હઇયા તુમારા. રા૦૨
તુમહી કહો અરધંગા હમારી, હમકુ લગાયો કારો;
કોટી બ્રહ્માંડમાં વ્યાપી રહ્યો હે સો નિજવર હમારો. રા૦ ૩
સાળુ પીતાંબર મોતનકી માલા, લેઈ અગનમે જલાયા;
છાપ તિલક તુળસીની માળા સાધુ સંગ નિસ્તારા. રાણાજી.૪
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરનાગર શરણકો બિરદ સંભારો;
હરિકે ભજન વિના જેદિન ખોયે,ધિક મુનશા જનમારો. રા૦

પદ ૨૩ રાગ કલ્યાણ.

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરાં ભકિત કરે પ્રગટકી; નાથ
નાહી ધોઇ મીરાં લે સમરણી, તો પુજા કરત સિતા પતકી.
સાલિંગરામકું તુલસી ચડાવે, તો ભાળતિલક બીચ ટિપકી.ના.
રામ મંદીરમાં મીરાંબાઇ નાચે, તાલ બજાવન ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી. ના.
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી;
કરી ચરણામૃત પી ગઇ મીરાં, અમૃતકી જેસી વટકી. ના.

સુરત દોરી પર મીરાં નાચે શીરપે ગાગર ઉપર મટકી;
મીરાં કહે પ્રભુ ગીરધરનાગુણ, સુરતી લગી જેસી નટકી. ના.

પદ. ૨૪ રાગ ગરબી.

કહાં ગયો પેલો મોરલી વાળો, અમને રાસ રમાડીરે. ટેક.
રાસ રમાડવાને વનમાં તેડયાં, મોહની મંત્ર સુણાવીરે. ક.૧
માતા જસોદા સાખ પુરાવે, કેશર છાંટયાં ઘોળીરે. ક.૨
હવણાં વેણુ સમારી સુતી, પેરી કુંસુબલ ચોળી રે. ક.૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,ચરણકમળ ચિતચોરીરે.ક.૪

ગરબી ૨૫.

અજબ સલુણી મરઘા નેણી, તેં મોહન વશ કીધોજી. ટેક.
મકનો સો હસ્તિને લાલ અંબાડી, અંકુશે વશ કીધોજી. અ.
લવિંગ સોપારીને પાનનાં, બીડાંમાં કહુ કીનોજી અ.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણ કમળ ચિત્ત લીનોજી અ.

ગરબી. ૨૬

ચાલને સખી મહી વેચવા જૈયે,જ્યાં સુંદીરશ્યામ રમતોજી.ટેક
પ્રેમતણાં પકવાન લેઇ સાથે, રસીક વર કયમ જમતોજી. ચા.
મોહનજીતો હવે મોટો થયોછે, ગોપીને નથી દમતોજી. ચા.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર રણછોડ કુબજાને વરતોજી. ચા.

ગરબી. ૨૭

ચાલને સખી મારે શ્યામ દેખાડુ, વૃંદાવનમાં ફરતોજી; ટેક.
નખશિખ સુધી હીરાને મોતી,નિત્ય નવા શણગાર ધરતોજી. ચા.
પાંપણ પાઘ કલંકી તોરે, શીરપર મુગટ ધરતોજી. ચા.
ધેનુ ચરાવેને બેનુ બજાવે, મન મારાને હરતોજી. ચા.
રૂપને સંભારૂ તારા ગુણને સંભારૂ,જીવ રણછોડમાં ભમતોજી.ચા.
મીરાં કહેપ્રભુ ગીરધરનાગર, શામળીયો કુબજાને વરતોજી.ચા.

ગરબી. ૨૮

કઠણ થયારે માધવ મથુરાંજઇ, કાગળ ન લખ્યો કટકેરે. ટેક
અહિંયાં થકી હરિહવડાં પધાર્યા, ઓધવ સાથે અટકયોજી; ક.
અંગે સોવરણિયા વાગા પેર્યા, સીર પીતાંબર પટકોજી. ક.
ગોકુળમાં એક રાસ રચ્યો છે, કહાન કુબજા સંગ અટકયોજી.ક.
કાળીશી કુબજાને અંગે છે કુબડી એ શું કરી જાણે લટકોજી.ક.
એછે કાળોને તેછે કુબડી રંગે રંગ બન્યો ચટકોજી. ક.

કોઈ કહે મારી દંતુસર આણી, શીર મેલ્યો રંગ ચટકોજી ક.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર ખોળમાંખ્યું ઘુંઘટ ખટકોજી. ક.
ગરબી. ૨૯– પુનમ કેરો પુર્ણ ચંદ્ર છે,રાસ રમે નંદ લાલોજી ટેક.
નટવર વેશ ધર્યા નંદ લાલે, સૌ જોવાને ચાલોજી; પુનમ. ૧
ગાન તાન વાજીંતર વાજે, નાચે જસોદાનો કાલોજી પુનમ. ૨
સોળસહસ્ત્રમાંઅષ્ટ પટરાણી, વચ્ચે રહ્યામારો વાલોજીપુનમ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, રણછોડદીસે સારોજી.પુનમ.૪

ગરબી. ૩૦

આતુર થઈછું મુખ જોવાને, ઘેર આવો નંદ લાલારે; ટેક.
ગઉ તણાં મીશ કરી ગયાછો, ગોકુળ આવો વાલારે; આ૦
માસીરે મારીને ગુણકારે તારી, ટેવ તમારી છોગાળારે; આ૦
કંસ મારી માબાપ ઉગાર્યાં, ઘણા કપટી નથી ભોળારે;આ૦
મીરાં કહે પ્રભુ ગીરધરનાગરના ગુણ ઘણાજ લાગે પ્યારારે;આ૦

ગરબી. ૩૧

કરના ફકીરી તેરી ક્યા દલગિરિ, સદા મગનમેં રહેનાજી; ટેક
કોઈ દીન ગાડીનેકોઈ દિન બંગલા કોઈ દિન જંગલવસનાજીક૦
કોઈ દિન હસ્તિને કોઇ દિન ઘોડા,કોઈ દિન પાઉ ચલનાજી; ક૦
કોઈ દિન ખાજાને કોઈ દિન લાડુ, કોઇ દિન ફકમફકાજી; ક૦
કોઈ દિન ઢોલીયા કોઈ દીન તળાઈ.કોઈદિનભોંયપેંલોટનાજીક૦
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર કહ્યુંઆય પડેસો સેહનાજી ક૦

ગરબી. ૩૨

બોલો મેરી રસના હરી હરી, તુમ બોલો મેરી રસના ફરીફરીટેક
ગરૂડે બેસીને ગોવિંદજી પધાર્યા, શંખ ચક્ર ગદા ધરી ધરી બો૦
હંસ વાહન કરી બ્રહ્માજી પધાર્યા, વેદ ચારની ધુન્ય કરી. બોલો.
ઊંદરે બેશીને ગણપતિ પધાર્યા સાથે સુધ બુધ સુંદરી. બોલો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, એકવાર કહોને શ્રી હરી. બોલો.

ગરબી. ૩૩

હું જાઉંરે જુમનાં પાણીડાં, એક પંથ દો કાજ સરે. ટેક.
જળ ભરવું બીજું હરીને મળવું, દુનિયાં ભોળી દાઝે બળે હું.
અજાણપણામાં કાંઇરે નવ સુઝયું,જસોદાજી આગળ રાડકરે હું
વૃંદાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે હું
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું.

ગરબી. ૩૪

નહિ જાઉંરે જુમનાં પાણીડાં, મારગમાં નંદલાલ મળે. ટેક
નંદજીનો વાલો આણ ન માને,કામણગારો એની મેળે. નહિ.
અમે આહિરડાં સઘળાં સુંવાળાં, કઠણ કાનુડો મેલો. નહિ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ગોપીને કાનુડો વાલો. નહિ.

ગરબી. ૩૫

હાંરે જાઓ જાઓ રે જીવણ જુઠડા હાંરે વાત કરંતા દીઠડા.
સૌં દેખતાં વાલો આળ કરેછે, મારે મન છો મીઠડારે જાઓ.
વૃંદાવનની કુંજગલીમેં, કુબજા સંગે દીઠડારે. જાઓ.
ચંદન પુષ્પને માથે પટકો, વાત કરંતાં દીઠડારે. જાઓ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મારે મન છો મીઠડારે. જાઓ.

ગરબી. ૩૬

હાંરેમારા સમ કલેમળજો, પેલાં કહ્યાં વચન તે પળજોરે. મારા.
જળજુમનાં જળ પાણી જાતાંમારગ વચે વેલા મળજોરે. મારા.
બાળપણાની વાલી દાસી, પ્રીત કરી પરવરજો રે. મારા.
વારે આળ ન કરીએ વાલા, વચન કહ્યું ચિત્ત ધરજોરે. મારા.
ઘણોજ સ્નેહ થયાથી ગીરધર, લોક લજ્જાએ વળજો રે.મારા.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રીત કરીને પળજોરે. મારા.

ગરબી. ૩૭

હાંરે ચાલો ડાકોરમાં જઇ વસિયે હાંરેમને લેહ લગાડી રંગરસીયે. ચાલો.
હાંરે પ્રભાતનાપહોરમાં નોબતવાજે, હાંરેઅમેદરશનકરવાજઇએરે. ચાલો.
હાંરે અટપટી પાઘ કેશરીયો વાઘો, હાંરે કાને કુંડળ સોહએરે ચાલો.
હાંરે પીળાં પીતાંબર જરકસી જામો, હાંરે મોતન માળા સોહયેરે. ચાલો.
હાંરે ચંદ્ર બદન અણિઆળિ આંખો, હાંરે મુખડું સુંદર સોહએરે. ચાલો.
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે, હાંરે મન મોહ્યું મારૂ મોરલિએરે. ચાલો.
હાંરે મીરાં બાઇકહે પ્રભુ ગીરધરનાગર હાંરેઅંગોઅંગજઇ મળિયેરે.ચાલો.

ગરબી. ૩૮

મેરો મન હર લીનો રાજા રનછે.ર.

શ્રીકમ માધવ ઓર પુરૂષોત્તમ, કુંવર કલ્યાણકી જોર. મેરો.
રાધા રૂક્ષમણી ઓર સતભામા, જાંબુક વરણી હૈ જોર. મેરો.
ઓર મુગટ પીતાંબર સોહત, કુંડલકી છબી ઓર. મેરો.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, માધુરી મોરલી કીશોર. મેરો.

મોર પાસ રત્નાગર ગાજે, ગોમતીજી હે શિરમોર. મેરો.
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર, હરિઆરાદિલઠાંના ચોર.મેરો.

ગરબી. ૩૯

માગત માંખન રોટી ગોપાળ પ્યારે માગત માખન રોટી.
મેરે ગોપાળજીકું રોટી બના દેઉં,એક છોટીને બીજી મોટી, મા.
મેરે ગોપાળજીકો બીહા કરુંગી, ભખુ તે ભાનકી બેટી, મા.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ હુંતો મોતી, મા.

ગરબી. ૪૦

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની ટેક.
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયું ખારૂં
મન મારૂં રહ્યું ન્યારૂંરે મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું, ઝાંઝવાંનાં નીર જેવું,
તેને તુછ કરી ફરીયેરે મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઇએરે મોહન તારા. ૩
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યોરે મોહન તારા. ૪
મીરાંબાઇ બલિહારી, આશા એક મને તારી,
હવે હું તો બડ ભાગીરે મોહન તારા. ૫

પદ ૪૧ રાગ ધનાશ્રી.

દો દીનકે મીજબાન બિગારૂં દો દીનકે મીજબાન. ટેક.
અબ તું સોવત સેજ પલંગપર, કલ તું જાયગો મસાન, બી૦
માત પિતા સુત નારી છોડકે, આખર કરત હેરાન. બી૦
રાજાબી ચલગયે પ્રજાબી ચલગયે, હો ગયે જગત મેદાન. બી૦
રાવણ જેસા જોદ્ધાબી ચલગયે, કુંભકરન બલવાન. બી૦
કીટ પતંગ ઓર બ્રહ્માબી ચલગયે, કોઇ ન રહેગો અવસાન; બી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, રખ લે તું રામકો ધ્યાન. બિ૦

પદ. ૪૨

કનૈયો તેરો જમુનામેં કુદ પર્યો રે, કનૈ૦ ટેક.
કાલિંદીકો કાલો કાલો પાનીરે, પેઠત કછુ ના ડર્યો રે. ક૦
નંદ જસોદા ગોપ ગોપી સબ, નિરખત નીર ઝર્યો રે. ક૦
પેસ પૈયારી કાલીનાગ નાથ્યોરે, ફણપર નૃત્ય કર્યોરે. ક૦

બ્રજકે કાજ ગોવર્ધન ધાર્યોરે, ઇંદ્રકો માન હર્યોરે. ફ૦
મથુરાંમે પ્રભુ જન્મ લીયો હે, મુનીકે કંસ ડર્યોરે. ફ૦
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરકો કાજ સર્યોરે. ફ૦

પદ ૪૩ રાગ આશાગોડી.

ઓધવજી પ્રારબ્ધકી ગતિ ન્યારી, તમે જુઓને વાત વિચારી. ઓ૦
કાવર નીર ભર્યોહે સરોવર, સમુંદર હો ગયે ખારી. ઓ૦
સુંદર લોચન મૃગકું દીયો હે, બનબન ફિરત દુખારી. ઓ૦
મુરખ રાજા રાજ કરત હે, પંડિત ભયોરે ભીખારી. ઓ૦
વેશ્યાકું પાટ પીતાંબર દીનો, સતીકું ના મીલે સારી. ઓ૦
સુંદરનાર વાંઝણ કર ડારી, ભુંડણ જણ જણ હારી. ઓ૦
સૂમકું ધન બહોત દીયો હે, દાતાકું ના મીલે જુવારી. ઓ૦
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, ચરન કમલ બલહારી. ઓ૦

પદ. ૪૪ મું—મરી જાવું માયા મેલીરે, મરી જાવું. ટેક.
કોઈ તો બનાવે બાગ બગીચા, કોઇ તો બનાવે હવેલીરે. મ૦
ખાઇને ધૂતીને ધન ભેળું રે કીધું, પાંચ પચીશની થેલીરે. મ૦
આરે કાયામાં સંતો કેસર ક્યારો, માંહીતો ઉગલી વીખવેલીરે મ.
બાઈમીરાં કહેપ્રભુગીરધરનાગુણ, પાળબાંધોને પાણી પહેલીરે.

પદ. ૪૫ મું—શામળીઓ લાજ રાખે રાણાજી, પ્રભુજી લાજ
રાખે રાણાજી.
કોઇતો કહેરે મીરાં ભઈરે બાવરી, કોઇ તો કહે મદમાતી
રાણાજી. શામળીઓ.
તાળ મૃદંગ વીણાજંત્ર વાગે, ઘુઘરા બાંધીને મીરાં નાચે
રાણાજી. શામળીઓ.
આણી આણી વાટે મારા પ્રભુજી પધાર્યા, તેણીને વાટે મારે
જાવું રાણાજી. શામળીઓ.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત રાખો
રાણાજી. શામળીઓ.

પદ. ૪૬ મું–મે તો રૂદેમાં ઓળખ્યા રામરે, રાણા ઘેર નહી આવું.
આપું આપું સોના ચુડલો તુને, આપું તે એકાવળ હાર;
બાણુંલખ આપુ તુને માળવોરે, આપું ઘોડલીયાની જોડરે-
મીરાં ઘેર આવોને. મેંતો૦

સોના ચુડલો હું તો પથ્થર પછાડું રાણા, તોડું તે એકાવળહાર;
હાથીને ઘોડા માલ ખજાના એતો કરીદાને બ્રાહ્મણને દાનરે
રાણા ઘેર નહીરે આવું.
રાણાજી કાગળ લખી મોકલેરે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડીદાને, તમને મેહેલાંની કરૂં પટરાણીરે. મીરાં.
મીરાંબાઇ કાગળ લખી મોકલેરે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ તમે છોડીદાને, તમે વસો સાધુની સાથરે. રાણા.
બાઇરે સાથીડા સાંઢણી શણગારો, મારે જાવું તે સો સો કોશ;
રાણાજી તારા રાજમાં મારે પાણી પીધાનો છે દોશરે. રાણા.
મીરાંને ગીરધર મળ્યા નાગર નંદાજીની જોડ;
બાઈ મીરાં કહે મારો સ્વામી શામળીયો, એતો પૂરે મારા
મનડાના કોડરે–રાણા ઘેર નહીરે આવું, મેંતોરૂદેમાં

પદ. ૪૭ સું.

નહીરે વીસારૂં હરી, અંતરમાંથી નહીરે વીસારૂ હરી. ટેક.
શામળી સુરતના શામળીયારે, જોતામાં નજર ઠરી.–અં.
ઈત ગોકુલ ઉત મથુરાંરે નગરી, તે બીચ જુમનાં ભરી–અં.
વૃંદાવનકી કુંજગલનમેં, ગૌધેન ચારો ફરી––અંતરમાંથી
જળજુમનાંનાં નીર ભરવા ગયાંતાં, વાલા શીરપર ગાગરધરી
હાથીને ઘોડા માલ ખજાના, તારી સંગે ન આવે જરી–અં.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વરતો વિઠ્ઠલને વરી અં.

પદ. ૪૮ સું.

તું તો ભજીલે મોહન પ્યારાને, તું તો ભજીલે મોરલીવાળાને;
(તારી)ઘડી પલકઘડીઓવાળાને, તું તો ભજીલે મોહનપ્યારાનેટેક.
સાતસમુદ્રતરીતરી આવ્યો, તું તોડૂબી મુઓઆવીઆરામે, તું.
શાળંગરામની સેવા ન કીધી,તું તો ધુંચાઇ રહ્યો ઘરબારામેં, તું.
મીરાંબાઈકહે પ્રભુ ગિરધરના ગુણ હરી ભજીલ્યો આ વારામેં.
પદ. ૪૯– શું કરવું છે રાણાજીરે,બીજાને મારે શું કરવું છે;
શ્યાન ધણીનું ધરવું છે રે, બીજાને મારે શું કરવું છે. ટેક,
ઊંડા સાયરનો રાણા સંગ ન કરીએ,
કાંઠડે બેશી બેશી નાહીએરે. બીજાને.
પ્રભાતે ઊઠી મારે ન્હાવું ને ધોવું રાણા,
શ્યાન ધણીનું ધરવું છે. બીજાને.

હીરના ચીર મારે કામ ન આવે રાણા,
ભગવી ચાદરે મારે ફરવું છે. બીજાને.
સોનાનો થાળ મારે કામ ન આવે રાણા,
ભોજપત્રમાં મારે જમવું છે. બીજાને.
સોનાની માળા મારે કામ ન આવે રાણા,
તુલસીની માળાએ મારે તરવું છે. બીજાને.
મંદીર માળીયાં મારે કામ ન આવે રાણા,
પડેલી ઝુંપડીમાં મારે મરવું છે. બીજાને.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ રાણા,
વર વિઠ્ઠલને મારે વરવું છે. બીજાને.

પદ, ૫૦ મું.—રાણાજીરે જીવનું સંગાથી બીજું કોઇ નથીરે.ટેક.
રાણાજીરે એક પેંડાનાં દોદો માટલાં રે,
તેના જુજવા જુજવા લખીયા લેખરે;
રાણાજી રે એક તે જસોદા માઇની ગોરસી રે,
બીજું કલાલને ઘેર રે—રાણાજી રે જીવનું સંગાથી૦
રાણાજી રે એક માડીના બે બેટડારે,
તેના જુજવા જુજવા લખીયા લેખ રે;
રાણાજી રે એક રાજ્યપાટ ભોગવે રે.
બીજો ઇંધન વેચી ખાય રે—રાણાજી રે જીવનું સંગાથી૦
રાણાજી રે એક વેલાનાં દો દો તુંબડાં રે,
તેના જુજવા જુજવા લખીયા લેખ રે;
રાણાજી રે એક તે મહાદેવજીની તુંબડી રે,
બીજી માલીડાને ઘેર રે—રાણાજી રે જીવનું સંગાથી૦
રાણાજી રે એક ગાયના દો દો વાછડા રે,
તેના જુજવા જુજવા લખીયા લેખ રે,
રાણાજી રે એક તે મહાદેવજીનો પોઠીયો રે,
તેનાં પુરણ મળીયાં ભાગ્યરે—રાણાજી રે જીવનું સંગાથી૦
રાણાજીરે બીજો ઘાંચીડાને ઘેર આંખો બાંધીને ફેરા ફેરવે રે,
તેનાં પૂરણ મળીયાં પાપ રે,
રાણાજી રે કુભાજીની બાઈ મીરાં બોલીયાં રે;
સંતોનો અમરાપુર વાસ-બીજા નરકની ખાણરે—રાણાજીરે જીવ૦
પદ, ૫૧ મું—સીતારામને ભજીલ્યો ફોકટ શીદ ભટકો,

મોસીકને ભજતાં રાત દિન નવ અટકો. ટેક.
કાયાને માયા તેરી કામ નહી આવે, પડી રહેશે કાયા કેરો કટકો સી૦
પતંગ કેરો રંગ ઉડી ઉડી જાશે, સંસાર છે ચાર દહાડાનો ચટકો-સી.
બાળાપણમાં હરીને નવ ભજીય ,બુઢાપણમાં ઉઠયો ભડકો-સી૦
બાઈમીરાંકહેપ્રભુગીરધરનાગુણ,હરીનેભજવાનોરાખોખટકો-સી૦

પદ. પર મું—રાણાજી હું તો આદ વેરાગણ છું,
મારે રૂદીએ લખાવો નીજ નામ રે-રાણાજી.
મારી સુરતા ભગવાનસેં લાગી રે-રાણાજી,
સાધુ આવ્યા પરૂણલાને, માએ ચાર રતંન;
ધુણી પાણી સાથરો, એની શ્રદ્ધા પ્રમાણે અંનરે રાણાજી.
સાધુ સંગે મીરાં રમે રે, ઝાલ્યા હાથસેં હાથ;
તન ચોખા મન લાબસી, મારે નેણે તે ધીની ધારરે-રાણાજી.
સંત અમારે શીર ધણી રે, હમ સંતનકી દેહ;
આવે તે નવધરાં ઉતરાં રે મારે હાંકયાં તે ઉતર્યો સ્નેહરે-રાણા.
સાધુ દેખી મન હસેરે, હસે મારી દેહ;
રોમે રોમે રમી રહ્યોરે, જેમ વાદળમાં ઝુમી રહ્યો મેહરે-રાણા.
મીરાંબાઇ સરખી લાડકી રે, રેહેતી હરી હજુર;
મીરાંને ગીરધર મળ્યા રે, કપટીને મન દૂર રે-રાણાજી હું તો;

પદ. ૫૩

મારે હરિ ભજવાની છે વેળા રે, ભેદુ વિના કોને કહીએ.
ભેદુ હોય તોભેદપીછાણે સંતો, અગમનીઅમનીખબરો લેઇએરે.
ઉડાં રે નીર જોઇને માંહી નહી ધસીએ સંતો—
કાંઠડે બેઠા બેઠા નાહીએ રે-ભેદુ વિના કોને કહીએ.
પારકોરે રૂપ જોઇને મન ન ડગાવીએ સંતો,
જીતી બાજી તો જાશો હારી રે—ભેદુ વિના કોને કહીએ.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
ચરણ કમળનાં સુખડાં લઈએરે-ભેદુ વિના કોને કહીએ.

પદ. ૫૪

બાઇ મને મળીયા તે મિત્ર ગોપાળ, નહી જાઉં સાસરીએ.
સંસાર મારૂં સાસરૂં રે. મૈયર વૈકુંઠ વાસ;
લક્ષ ચોરાશીનો ચુડલો રે મેં તો તજીઓ છે તેની પાસરે-નહી.
સાધુ તે મારી સુહીત કહીએ ને સસરો પ્રેમ સુજાણ;

એકુને સબ જુગ મોહી રહ્યારે, બીજી મોહી તે બ્રહ્મ પ્રમાણુરે-નહી
મારા દીયરને દો દીકરી રે, દોનું રાજકુમાર;
જેઠ જુગ જુગ જીવજો રે, મારો નાવલીઓ નિરધારરે, નહી.
મારા સ્વામીને જઇ એમ કહેજો રે, ધીરજ ધરજો ધ્યાન;
કર જોડી મીરાંબાઈ વિનવેરે, હવે ફરી નહી લેઉ ગર્ભાધાનરે.ન૦

પદ. ૫૫

લેતાં લેતાં શ્રીરામજીનું નામ રે હો લોકડીઆં તો લાજે મરે છે.
હરી મંદીર જાતાં પાવલીયા રે દુઃખે, ફરી આવે સારૂં ગામરે-લો.
ઝગડો થાય ત્યાં દોડીને જાયરે, મૂકીને ઘરનાં કામ રે;—લોક૦
ભાંડ ભવૈયા ગુણકા નૃત્ય કરતાં, બેશી રહે ચારે જામરે—લો.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત હામરે-લો.

પદ. ૫૬ રાગ કનરો.

મેં મેરો મન હરીસેં જોર્યો, હરી સંગે જોર્યો;
તબ સકલ સંગ તોર્યો, મેં મેરો મન. ટેક.
જબ ઝેર દેવનકી બાત ઉઠાઈ, લઇ તુલસી દલ વામેરે મોર્યો;
જબઅવણેસુણેહેચરણામૃત, રાખતભરોંસો હેમુખમાંરેઢોરો-મેં
જબ સંગત ભયી સંતનકી, તબ રાણાજીએ મોએ મારણ છોર્યો;
મેંમેરોકામકીયોઅલીબાવરી તોકું ઓઢાયોહરીએઅંધારપછેરો-મે.
ભલી બુરીકો તે સીરપર, મેં મેરો રાખ્યો રે મટકો ફોર્યો,
અલીમેરીસુરતીનિરંતરહરીસેં, જયુંરેબાજીગરગળેરોપ્યોઢોરો-મેં.
નાચ નચે તબ ઘુંઘટ રે કેસો, લોક લાજ મેં તનકો રે તોર્યો;
મીરાં કહે લાગી લગનસેં, કારે ભયો રાણે મુખજ મોર્યો મે.

પદ. ૫૭ મું-હરી મેરે નેનમેં રહીયો, હરી મેરે નેનનમેં રહીયો.
રાત દિવસ આગે આગે ડોલો, ઘડી પલ અલગા મત થૈયો. હરી.
કોયકુ પ્યારે લરકા રે લરકી, કોયકુ પ્યારે બેન ઔર ભૈયો;
કોયકુ પ્યારી અજબ સુંદરી,હમેરે પ્યારો બાવા નંદજીકો છૈયો હ.
કોયકુ બલહે માત પીતાકો કોઇ અટંમ કટંમકો સવૈયો;
કોઈક કહે મેં આપે બલીયો, હમારે બલહે રાજા રમૈયો. હરી.
કોઈક હોસી કોપીન ધારનકો ભયો, કોઇક કપડા પેહેરી બૈઠેયો;
કોઇક હોસીક ધન માલનકો હમેરો હોસી હરીચરણકું છેયો.હરી.
કોઇક પઢત ચતુર ભયો, કાકે રાગ રંગકો ગવૈયો;
મીરાં કહે પ્રભુ તુમેરે મીલનકું, પ્રેમ સહીત કૃષ્ણ કૃષ્ણ કહીયો હ.

પદ. ૫૮

પ્રેમની પ્રેમની પ્રેમની રે. મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જમુનાનાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે; મ.
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમનીરે. મને૦
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, શામળી સુરત શુભએમનીરે. મ.
પદ ૫૯–થનક થનક તા થેઈ રે નાચે, નાચે નંદનો નાનડીઓ. ટેક.
તાળબંધતાળીવાએઘુઘરૂઘમકે, હાંરેલાલમોરલીબજાવેછલછઇરે-ના.
નારદ નૃત્ય કરતારે આગે હાંરે વળી સાથ રાધાને લઈરે–નાચે.
બ્રહ્માવેદ ભણંતારે આગે,હાંરે ત્યાંતો સૂરજ રહ્યો મોહી મોહુ રે-નાચે.
મીરાંકહેપ્રભુગીરધરનાગર,હાંરેત્યાંતોકૃષ્ણજીએમોરલીબજાઇરે ના.

પદ. ૬૦

ગોવિંદોજી પ્રાણ અમારોરે, મને જગ લાગ્યો ખારોરે;
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે.
મળેતો હરિજન મળજોરે, દુરીજન દુરથી ટળજોરે; ટેક.
મીરાંબાઇના મેહેલમાં રે, હરી સંતનનો વાસ;
કપટીથી હરી દૂર વસે, મારા સંતન કેરી પાસ. ગો૦
રાણોજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડીદો, તમે વસોને અમારે સાથ. ગો૦
લજવ્યું મહીયર સાસરૂં, તમે લજવ્યાં માને બાપ;
કુળ લજવ્યું રાણા તણું, તમે લજવ્યું મોસાળ આપ. ગો૦
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજીને હાથ,
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં,જેને સ્હાય શ્રી વિશ્વનો નાથ.ગો.
રાણે દાસી મોકલી, જઇ જુઓ મીરાંનો મોહોલ.
મીરાં બેઠાં ભજન કરે, શ્રી કૃષ્ણે તે આપ્યો કોલ. ગો.
રાણો રીસે રાતડો ક્રોધે ચઢીયો ભૂપ;
ખડ્ગ તાણી મીરાંને મારતાં, તેણે દીઠાં સાત સ્વરૂપ. ગો.
સાંઢ વાળા સાંઢ શણગારજોરે, જાવું સો સો રે કોષ;
રાણાજીના દેશમાં મારે, પાણી પીધાનો દોષ. ગો.
ડાબો મેલ્યો મેવાડરે, મીરા ગઈ પશ્ચિમમાંય;
સર્વે છોડી મીરાં નીસર્યાં જેનું માયામાં મનડું ન કાંય. ગો.

સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીયો નિર્દોષ. ઓ.
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો દુજો ડાઘ ન લાગે કોય; ઓ.
મીરાં હરીની લાડકીરે, રેહેતી સંત હજુર;
સાધુ સંધાતે સ્નેહ ઘણો પેલા કપટીથી દીલ દૂર. ઓ.
મહીઅર મારૂં મેડતુરે, સાસરીયું ચીતોડ;
મીરાંને ગીરધર મળ્યા, મારા મનના તે પૂર્યા કોડ. ઓ.

સાખીઓ.

મીરાં કહે એ રાણાજી, શે નથી ભજતા રામ;
રાજપાટને રિદ્ધિ સર્વે, અંતે ન આવે કામ. ૧
મરણ તણી શીર ગાજતી, નોબત કાળ નિશાન;
ચેતી શકાય તો ચેતજો, એ મીરાં નિશાન. ૨
એમ કહી મીરાં ગઇ, સંતોની શંગાથ;
તીરથ કરતાં દ્વારકાંમાં, પોહોચ્યા જ્યાં નીજ નાથ. ૩
દૃઢ ભક્તિ ભગવંતની, સુખ તન મન નિત્ય;
ગીરધર શું પ્રીતી ઘણી, એ સંતનકી રીત્ય. ૪
પુરૂષમાં પુરૂષ બની, નારીમાં નારી તેહ;
નારી પણ પુરૂષ બની, નારીનો તજી દેહ. ૫
શ્રી દરશન દેહારનું, મીરાં પ્રેમ પમાઇ;
દરશન શ્રી રણછોડનું, કરતાં ત્યાંય સમાઇ. ૬

પદ. ૬૧- કાન્હા બનસરીરે બજાય ગિરધારી,
તોરિ બનસરિ લાગી મોકો પ્યારી;
દહીં દુધ બેચને જાતી જમુના, કાનાને ગાગર ફોરી. કા૦ ૧
શિરપર ઘટ ઘટપર ઝારી, ઉસકું ઉતાર મુરારી. કા૦ ૨
સાસ બુરીરે નનંદ હઠેલી દેવર દેવે મોંકો ગારી. કા૦ ૩
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરનકમલ બલહારી. કા૦ ૪

પદ. ૬૨— હરિ ગુન ગાવત નાચુંગી. ટેક.
અપને મંદીરમેં બેઠા બૈઠેકર. ગીતા ભાગવત બાંચુંગી. ૧
ગ્યાન ધ્યાનકી ગઠડી બાંધકર, હરીહર સંબ મૈ લાગુંગી. ૨
મીરાં કે પ્રભુ ગિરધર નાગર. સદા પ્રેમ રસ ચાખુંગી. ૩

પદ. ૬૩- ઝૂલત રાધા સંગ ગિરીધર ઝૂલત રાધા સંગ

અબિર ગુલાલકી ધુમ મચાઇ, ભર પિચકારી રંગ; ગિ. ૧
લાલ ભયે બિંદ્રાબન જમુના, કેશર ચુવત રંગ. ગિ. ૨
નાચત તાલ અધાર સુરભર ધિમી ધિમી બાજે મૃદંગ.ગિ. ૩
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર ચરનકમલકું દંગ.ગિ. ૪
પદ. ૬૪ તુમ બિન મેરિ કૌન ખબર લે ગોવર્ધન ગિરીધારીરે.
મોર મુગટ પીત બર શોભે કુંડલકી છબી ન્યારીરે. તુ. ૧
ભરી સભામેં દ્રોપદી ઠાડી રાખો લાજ હમારીરે. તુ. ૨
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, ચરનકમલ બલહારીરિ. તુ. ૩
પદ. ૬૫ હાથ કું બિડી લોમોરેબાલમ,મોરે બાલમ સાજનવા.ટેક.
કત્થા ચૂના લવંગ સુપારી, બિડી બનાઊં ગહિરી;
કેશરકા તો રંગ ખુલ હે. મારો ભર પિચકારીરે. ૧
પકે પાનકે બિડે બનાઊં લો મોરે બાલમજી.
હંસ હંસકર બ તા બોલો અંતર પડદા ખોલોજી. ૨
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, બોલત હે પ્યારી;
અંતર બાલમ યારો. દાસી હું તેરી.

પદ. ૬૬

કાના ચાલો મારે ઘેર કાન છે, સુંદર તારૂં નામ છે. ટેક.
મારા આંગણમાં તુલસ નું ઝાડ છે, રાધા ગોરી મારૂ નામ છે કા. ૧
આગલામંદરમાંસસરા સુવેછે, પાછલુ મંદિરસુમસામછે. કા૦૨
મોર મુગટ પાતાંબર શોભે ગલે મોતનકા માલ છે, કાના. ૩
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરનકમલ ચિત જાય છે. કા૦૪

પદ. ૬૭

કુબજાને જાદુ ડારા, મોહે લીયો શામ હમારારે. કુબજા૦
દિન નહી ચૈન રન નહી નિંદ્રા, તલપતરે જિવ હમ રા. કુ. ૧
નિરમલ નીર જમુનાજીકો છાંડયો જાયપિવેજલ ખારારે. કુ. ૨
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, છોડચાયો પિઉ પ્યારા. કુ. ૩
મોર મુગટ પીતાંબર શોભે, જીવન પ્રાન હમારા. કુ. ૪
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, બિરહ સમુંદર સારા રે.
કુબજાને જાદુ ડાર રે કુ૦ ૫
પદ ૬૮ કાયકું દેહ ધરી ભજન બિન કાયકું દેહ ધરી;
ગર્ભવાસકા ત્રાસ દિખાઈ. વાકી પીડ ભુલી. ભજ. ૧
કોલવચન કરી બાહેર આયો, અબ તુમ ભુલ પરિ. ભજ. ૨

નોબત નગારા બાજે બધાઈ, કુટુંબ સબ દેખ ઠરી. ભજ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, જનની ભારે મરી. ભજ. ૪
પદ. ૬૯–રટતા ક્યૌં નહિરે હરિ નામ. તેરે કોડી લગે નહીં દામ;
નર દેહી સ્મરણકુ દિની, બિન સુમરે બેકામ ૧
બાલપણો હંસ ખેલ ગુમાયો, તરૂણ ભયે બસ કામ. ૨
પાવ દિયા તોરે તિરથ કરને, હાથ દિયા કર દાન. ૩
નેન દિયા તોરે દરશન કરને. શ્રવણ દિયા સુન જ્ઞાન. ૪
દાંત દિયા તેરે મુખકી શોભા જીભ દિઇ ભજ રામ. ૫
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હે જીવનો બેકામ. ૬
પદ. ૭૦ મું–સખી મેરો કાનુડો કાલજેકી કોર હૈ. ટેક.
મોર મુકુટ પિતાંબર શોભે, કુંડલકી ઝકઝોલ. સ૦
સાસુ બુરી મેરી નણુંદ હઠિલી; છોટો દેવર ચોર. સ૦
બ્રિંદાબનકી કુંજ ગલિનમેં, નાચત નદકિશોર. સ૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર. ચરણકમલ ચિત્તચોર. સ૦
પદ. ૭૧ મું–માઈ મૈને ગોવિંદ લીન્હો મોલ. ટેક.
કોઈ કહે હલકા કોઇ કહે ભારી, લિયો હૈ તરાજુ તોલ. મા.
કોઇ કહે સસતા કોઇ કહે મહંગા, કોઇ કહે અનમોલ. મા.
શ્રીંદાવનકી કુંજગલીનમેં, લીયો હૈ બજાકે ઢોલ. મા.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, પુરવ જનમકે બોલ. મા.
પદ. ૭૨ મું–રાધા પ્યારી દે ડારોજી બંસી હમારી. ટેક.
યે બન્સીમેં મેરા પ્રાન બસત હે, વો બનસી ગઇ ચોરી. રા.
ના સોનેકી બન્સી ના રૂપેકી, હરહરે બાંસકી પેરી. રા.
ઘડિ એક મુખમેં ઘડી એક કરમે, ઘડી એક અધર ધરી. રા.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, ચરન કમલપર વારી. રાધા.
પદ. ૭૩ મું–બંસી તું કવન ગુમાન ભરી. ટેક.
અપને તનપર છેદપરંચે, બાલાતે બિછરી. બંસી.
જાત પાત હું તોરી મય જાનું, તું બનકી લકરી. બંસી.
મીરાં કે પ્રભુ ગિરધર નાગર, રાધાસે ઝગરી. બંસી.

પદ. ૭૪ મું.

લાજ રખો તુમ મેરી, પ્રભુજી લાજ રખો તુમ મેરી. ટેક.
જબ બૈરીને કબરી પકરી, તબહી માન મરોરી. પ્રભુજી.
મેં ગરીબ તુમ કરૂના સાગર, દુષ્ટ કરત બલજોરી. પ્રભુજી.

મીરાં કે પ્રભુ ગિરધર નાગર, તુમ પિતા મે છ.રી. પ્રભુજી.

પદ. ૭૫ મું.

જોતુમતોડોપિયામૈંનહીંતોડું;તોરીપ્રીતતોડીકૃષ્ણકોણસંગજોડું, ટેક.
તુમભયેતરૂવર,મેંભઈપંખીયા;તુમભયેસરોવર,મેંતેરીમછીયા. જો.
તુમ ભયેગિરીવર, મેંભયચારા;તુમભયેચંદા,હમ ભયે ચકોરા. જો.
તુમભયેમોતીપ્રભુ,હમભયેધાગા;તુમભયેસોના,હમભયેસ્વાગા.જો.
બાઇમીરાંકહેપ્રભુવ્રજકેવાસી;તુમમેરેઠાકોર,મેંતેરીદાસી, જો.

પદ. ૭૬

મનઅટકી મેરે દિલઅટકી, હો મુકુટકી લટકમેરે મન અટકી. ટેક
માથે મુકુટ કોર ચંદનકી; શોભા હૈ પીરે પટકી. મ૦
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, ગુંજમાલ મેરે મન અટકી. મ૦
અંતર ધ્યાન ભયે ગોપીયનમેં, સુધ ન રહી જમુના તટકી. મ૦
પાત પાત બ્રિંદાબન ઢુંડે, કુંજ કુંજ રાધેભટકી. મ૦
જમુનાંકે નીર તીર ધેનુ ચરાવે, સુરત રહી બંસી બટકી. મ૦
ફુલનકે જામા કદમકી છૈયા, ગોપીયનકી મટુકી પટકી. મ૦
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર જાનત હો સબકે ઘટકી. મ૦

પદ. ૭૭મું.–ચાલો મન ગંગા જમુના તીર,ગંગાજમુનાતીર.ટેક.
ગંગા જમુનાકો નિરમલ પાની, શીતલ હોત શરીર. ચાલો.
બંસી બજાવત ગાવત કાના; સંગ લીયે બલવીર. ચાલો.
મોર મુગટ પીતાંબર શોભે, કુંડલ ઝલકત હીર, ચાલો.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરનકમલપર શીર, ચાલો.

પદ. ૭૮–રામરતન ધન પાયો,મૈંયા મેં તો રામરતનધન પાયો.
સંત સંગત સદ્‌ગુરૂ પ્રતાપસે,ભાગ બડો બની આયો મૈં.
ખરચે ન ખુટે વાકું ચોર ન લુટે,દીન દીન હોત સવાયો મૈં.
નીર ન ડુબે વાકું અગ્નિ ન જાલે, ધરણીધર્યો ન સમાયો મૈં.
નામકો નાવ ભજનકી બતિયાં, ભવસાગરસે તાર્યો. મૈં.
મીરાંબાઈ પ્રભુ ગિરધર શરને ચરન કમલ ચિત્ત લાયો, મૈં.

પદ. ૭૯

હરિનામ બિના નર એસા હૈ, દીપકબીન મંદીર જેસા હૈ.ટેક
જૈસે બિના પુરૂષકી નારી હૈ, જૈસે પુત્રવિના માતારી હૈ.
જલ બિન સરોવર જૈસા હૈ, હરિનામ વીના નર એસાહૈ. ૧
જૈસે શશી બિન રજનીસોહી હૈ, જૈસેબિના લોનકી રસોઇહૈ

ઘરધની બીના ઘર જૈસા હૈ, હરિનામવિના નર એસા હૈ. ૨
ઠુઠર બિન વૃક્ષ બનાયા હૈ; જેસો સૂમ સંચરી આયા હૈ;
ગિનકા ઘર પૂતર જૈસા હૈ, હરિ-ામ બિના નર એસા હૈ. ૩
મીરાંબાઇ કહેહરિસે મિલના, જહાં જન્મ મરણકીનહીં કલના,
બિન ગુરૂકા ચેલા જૈસા હૈ, હરિ ામ બિના નર એસા હૈ. ૪

પદ. ૮૦ રાગ ઝીંઝોટી.અબતોમેરે રામનામદુસરાનકોઇ. ટેક.
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઇ;
સાધુ સંગ બેઠ બેઠ, લોક લાજ ખોઈ. અબ.
સંત દેખી દોડ આઇ જગત દેખી રોઇ;
પ્રેમકા આંસુ ડાલ ડાલ, અમરવેલ હોઇ. અબ.
મારગમેં દોઈ તારણ મીલે, સંત રામ દોઇ;
સંત હમારે શિર ઉપર, રામ હૃદય હોઇ. અબ.
અંતનંસે તત કાઢયો, પિછે રહી સોઇ;
રાણે ભેજ્યા વિષકા પ્યાલા, પિને મસ્ત હોઈ. અબ.
અબતો વાત ફેલ ગઇ, જાણે સબ કોઇ;
દાસી મીરાંબાઇ ગિરધર, હોનાહોસો હોઈ. અબ.

પદ. ૮૧ મું. મોહન આવનકે, કોઈ કિજોરે મોહન આવનકી
આવનકી મન ભાવનકી. કોઇ૦ ટેક
આપ ન આવે પતિયાં ન ભેજે, એ બાતુ લલચાવનકી. કોઈ૦
બિન દરશન વ્યાકુલ ભઇ સજની,જૈસી બિજલીયાં સાવનકી. કો.
કા કરૂં શક્તી ન જાઊ મોરી સજની,પાંખ હોવે તો ઉડ જાવનકી.કો.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર.ઇચ્છા લગી હરી બતલાવનકી. કો.

પદ, ૮૨—સતભામાનું રૂસણું.

ઢાળ૦—જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ,
હેતજ હોય તો હૈડામાં વરતાયજો;
અમે તમારી આંખડીએ ઓળખામણીરે લોલ,
વહાલ હોય તો નયણુ માં ઝળકાયજો, જાણ્યું જાણ્યું.
પારી જાતકનું ફુલરે નારદ લાવીયારે લોલ,
જઈ સોંપ્યું રાણી રૂક્ષમણીને દરબારજો;
એક પાંખલડી મારે મંદીર ન મોકલીરે લોલ,
દીધી મુજથી એ અદકેરાં નારજો. જાણ્યું જાણ્યું.
અચરજ પામ્યાં ને આનંદ ઉતર્યોરે લોલ,

જાઓ જાઓ નહી બોલું સુંદર શ્યામજો;
રૂકમીણીને મંદીર જઈને રંગે રમોરે લોલ,
હવે તમારે અમ સાથે શું કામજો. જાણ્યું જાણ્યું.
અળગા રહો અલબેલા મને અડશો નહીરે લોલ,
તમ સાથે નહી બોલું નંદકુમારજો;
મોહેલે તો પધારો માનીતી તણેરે લોલ,
આજ પછી નવ આવશો મારે દ્વારજો. જાણ્યું જાણ્યું.
નારદ-નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ,
એ નિલજને નથી તમારૂં કામજો;
કાલાને વાલા કરતો તે આવશેરે લોલ,
મોટા કુળની મૂકશો માં તમે મામજો. જાણ્યું જાણ્યું.
સત૦-ઉતાર્યા આભ્રણરે સર્વ અંગથકીરે લોલ,
લ્યો શામળીયા તમારો શણુગારજો;
મારારે મૈયરની ઓઢું ઓઢણીરે લોલ,
બીજું આપો માનીતીને દરબારજો. જાણ્યું જાણ્યું.
ચયણીયા ચીર ઉતારી ચોળી ચુંડીરે લોલ,
ઉરથકી ઉતાર્યો નવસર હારજો;
કાંબીને કડલ રે મોટી દામણીરે લોલ,
સર્વ સંભાળી લેજો નંદ કુમારજો. જાણ્યું જાણ્યું.
આગ થી નવ જાણ્યુ મેં તો એવડુંરે લોલ,
ધરથી ન જાણ્યો ધુતારાનો ઢંગજો;
બાળપણાની પ્રીત અમારી પાલટીરે લોલ,
એ નિલજને શાનો દીજે રંગજો. જાણ્યું જાણ્યું.
ધીરજની વાતો ધરથી જાણી નહીરે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદીયાંરે લોલ,
મીઠડલીમાં માર્યા મોહનાં બાણજો. જાણ્યું જાણ્યું
પ્રીત કરી પરહરવું ન્હોતું પાધરૂંરે લોલ,
થોડા દિવસમાં શું દીધાં અમને સુખજો;
સ્વપનાનાં સુખડાંરે સ્વપ્ને વહી ગયાંરે લોલ,
દેહલડીમાં પ્રગટયાં દારૂણ દુઃખજો. જાણ્યું જાણ્યું.
પૂરણ પાપ મળ્યાંરે કો કાળા તણાંરે લોલ,

જેનો પરણ્યો પરઘેર રમવા જાયજો;
અબોલડા લીધારે બાળેવેશથીરે લોલ,
તે નારીનું જોબન ઝોલા ખાયજો. જાણ્યું જાણ્યું.
પાણીડાં પીનેરે ઘર શું પૂછીએરે લોલ,
વેરી પીતાએ પૂરણ સાધ્યાં વે'રજો;
ઉછેરી આપીરે એના હાથમાંરે લોલ,
ગળથુથીમાં ઘોળી ન પાયાં ઝેરજો. જાણ્યું જાણ્યું.
શોકલડીનાં વેણ મને બહુ સાંભરેરે લોલ,
નયણાંમાંથી છૂટે જળની ધારજો;
હૈડું ન ફાટયુંરે હજુએ અમતણુંરે લોલ,
શિર ઉપર કાંઇ ઉઠયા મેઘ મલારજો. જાણ્યું જાણ્યું.
કૃષ્ણ-એવાં તે મેહેણાં શું બોલો મુખથકીરે લોલ,
ભોળાં મનનાં શું આણોછો ભ્રાંતજો;
નારીમત શું રાખો નારદને કહેરે લોલ,
કુળવંતી તમે કેમ કરો કલ્પાંતજો. જાણ્યું જાણ્યું.
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,
શું સતભામા ફુડો આવ્યો ક્રોધજો;
કપટી નારદીયાનાં કહેણ ન માનીએરે લોલ
ઘણો વધારે ઘેર ઘેર જઇ વિરોધજો. જાણ્યું જાણ્યું.
સાચું જો કહું તો નવ સાંભળોરે લોલ,
કહો સતભામા ખાઊં તમ આગળ સમજો;
કાળુડા નાગને આપું આંગળીરે લોલ,
તોએ તમારૂં મન નવ માને કેમજો. જાણ્યું જાણ્યું.
મોહનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,
કહો તો મંગાવું પારીજાતકનું ઝાડજો;
આણીને રોપાવું તમારે આંગણે રે લોલ,
રાણી રોશ તજીને મુકો રાડ જો. જાણ્યું જાણ્યું.
કવિ૦-હરખીને બોલ્યાં રે હરીથી હેતશું રે લોલ,
સતભામાને સૌકો લાગ્યાં પાય જો;
વાજાં તે વાગે ને વાગે વાંસળી રે લોલ,
ગીત ગાન ને નૌતમ ઓછવ થાય જો, જાણ્યું જાણ્યું.
કુમકુમ ને કસ્તુરી બેહેકે કેવડા રે લોલ,

સુવાચંદન ઊડે અબીલ ગુલાલ જો;
આનંદ ઓછવ રે થાયે અતિ ઘણો રે લોલ,
ભેર ભુંગળને વાજે મૃદંગ તાલ જો. જાણ્યું જાણ્યું.
રૂશણું ગાયુંરે રૂડી રીતશું રે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો;
મીરાંનો સ્વામીરે મોહોલ પધારીયા રે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જાણ્યું જાણ્યું.

પદ. ૮૩—ભજન.

ભારતો ધણીનો દીનાનાથ, વાતું અમે કેમ કરીએ.
લટકામાં આવું ને લટકામાં જાવું, લટકામાં સમજાવું રે; ૧
એક ઠેકાણું તમને એવુંબતાવું તે, બે ઘડી ઉભા રેજોરે,
સુખદુઃખનીઆપણવાતુંકરીએવાલમ,જોબનજાયરસલેવારે; ૨
સોના ઇંઢોણીને રૂપલાનું બેડું, હાથમાં જળ જમુનાની ઝારી;
રાણી રાધાજી જાણે પાણીડા ચાલ્યાં, જાણે સોળ વરસની નારી.૩
સોળે શણગાર તારે અંગે બીરાજેને, હાથમાં સોના કેરો ચુડો;
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, વાલા વર છે રૂડો. ૪

પદ. ૮૪—ભજન.

નીત નીત ભજવું તારૂં નામ, તારૂં નામ મારા શ્યામરે.
પ્રેમ થકી મને પ્રભુજી મલ્યા હોજી. નીત નીત
સુની સેજડીઆ મોરી નીંદ્રા ન આવે વાલા,
કાંઇ નવ સુજે ઘરનાં કામ. સુને કામ; પ્રેમ.
આ કાંઠે ગંગા વાલા ઓલે કાંઠે જમના;
વચમાં ગોકળીયું રૂડું ગામ-રૂડું ગામ; પ્રેમ.
ભાતરે ભાતનાં ભોજન પીરસીયાં વાહાલા,
જમવા ન આવે પેલો શ્યામ, પેલો શ્યામરે. પ્રેમ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
છેલી બાકોના રામ રામ, રામ રામરે; પ્રેમ.

પદ.—૮૫ મું.

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારાંરે;—કાનુડો.
જળરે જમનાનાં ભરવા ગઇતીરે;
કાનુડે ઉડાડયાં આછાં નીર-ઉડયાં ફરરરરરરે. કાનુડો
જમુનાને કાંઠે વાલે રાસ રમ્યો છે,

સોજસે ગોપીમાં ઝાલ્યાં ચીર-ફાટયાં ચરરરરરરે.કાનુ૦
હુંતો વ ણાગી કાના તારારે નામનીરે.
કાનુડે તાંણીને માર્યાં તીર-વાગ્યાં અરરરરરરે. કાનુ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
કાનુડે બાળીને કીધાં ખાખ-ઉડી ફ રરરરે. કાનુ૦

પદ. ૮૬ ભજન.

જુનું થયુંરે દેવલ જુનું થયુંરે. મારો હંસલો નાનોને દેવલ જુનું થયું.
મારે કાયા હંસા ડેલવાને લાગી, દાંત ગયા ને માંહે રે ખુરીયું મા.
મારે કાયા હંસા પડવાને લાગી, ગયો હંસનેપીંજર પડ્યું રેરહ્યું. મા.
તેવ તેવડીરે હંસા મળી ગોવાલણ, તેશું મનડું મારૂ મોહ્યું. મા.
મીરાં કહે પ્રભુ ગીરધરન ગુણ પ્રેમના પ્યાલા તમનેપાઇ પીઉ. મા.

પદ. ૮૭

જલ ભરન કેસેં જાઉરે. જસોદા જલ ભરન કેસે જાઉ.
વાટેને ઘાટે પાણી માગે, મારગમેં કેસેં પાઉ. જસોદા.
આનીકોર ગંગા આનીકોરે જમુના.
બિચમે સરસ્વતિમે નાઉ. જ.
બંદ્રાબનમેં રાસ રચ્યોહે, નૃત્ય કરત મન ભાવું. જ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હેતે હરિ ગુણ ગાઉ. જ.

પદ. ૮૮

કાન કાહેકું મારો મોકુ કાંકરી; કાંકરી કાંકરી કાંકરીરે.કાન.
ગાયો ભેંસો તેરે અબ હોઇહે, આગે ન રહી ઘર ભાકરીરે.કા;
પાટપીતાંબરકાનાઅબહીપેહેરત આગેનરહીકારીધાબરીરે. કા.
મેડી મેહેલાત તેરે અબ હોઇહે, આગે ન રહી ઘર છાપરીરે. કા.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, શરણે રાખો તો કરૂં ચાકરીરે.કા.

પદ. ૮૯——જાન્યો મેં રાજકો વેહેવાર.

ઓધવજી મેં જાન્યોહી રાજકો બેહેવાર. ટેક
આંબ કટાવો લિંબ લગાવો, બાવલકી કરો વાડ. ઓધ.
ચોર વસાવો શાહુકાર દંડાવો, નિતી ધરમરસ બાર.ઓધ.
મેરો કહ્યો સત નહી જાણ્યો, કુબ્જાકે કિરતાર. ઓધ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, અંધ ધંધ હે દરબાર.ઓધ.

પદ. ૯૦

કારે કારે સબસેં બુરે, ઓધવ પ્યારે કારે કારે સબસેં બુરે.

કારેકો બિશવાસ ન કીજે અતિસેં ભૂલ પરે
કાલી જાત કુજાત કહિજે તાજે સંગ ઉજરે. ઓધવ.
શ્યામ રૂપ કયે ભમરો, ફુલકી બાસ ભરે. ઓધવ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કારે સંગ બિગરે. ઓધવ.

પદ. ૯૧

માઈ તેરો કાન કોણ ગુનકરો, જબહી દેખું તબહી દ્વારેહિઠાડો
મા. ૧ બાવો નંદ ગોરી જશુ મૈયા, ગોરો બલિભદ્ર બંધુ તિહારો
ડારો કારોમતકર ગવાલની, એકારો સબ બ્રજકો ઉજીયારો. માઈ.
જમુનાકે નિરે તિરે ધેન ચરાવે, મધુર બંસી બજાવનવાલો. મા.
મીરાંકહે પ્રભુગીરધરનાગર, ચરણકમલમોહિલાગત પ્યારો. મા.

પદ. ૯૨—આજ મેરો ભાગ્ય જાગ્યો સાધુઆયે પાવના. ટેક.
અંગ અંગ ફુલ ગયે, તનકી તપત ગયે;
સત ગુરૂ લાગે રામા શબ્દ સોહામણા આજ. ૧
નિત્ય પ્રત્યે નેણા નિરખુ, આજ અતિ મનમે હરખુ;
બાજતહે તાલ મૃદંગ મધુરસેં ગાવણા. આજ. ૨
મોર મુકુટ પીતાંબર શોભે, છબી દેખી મન મોહે;
મીરાંબાઈ હરખ નિરખ, આનંદ વધામણા. આજ. ૩

પદ. ૯૩—જસુમતી એક પુત્ર જાયો, રૂપ ગુણ અગરો;
શ્રી ગોવીંદ પુરણચંદ, તારણ જુગ સઘરો, ટેક.
મેરે શ્રવણ બનક પડી, વાજત હૈ ધુમરો;
આધિ રેન અંધયારી, બરસત હૈ વાદરો. જસુમતિ. ૧
શ્રી ગોકુલમેં ભીડ ભઇ, મીલત નહી ડગરો;
એક આવત વિદાયત હોત, એક કરતઝગરો. જશુમતિ. ૨
પ્રાતસમે કહે મીરાં, ચલ ન સકે પગરો;
પુરણ પ્યારો પ્રાણ આધારો જીવનનંદ નંદરો. જસુમતિ. ૩

પદ. ૯૪

કૈસે આવું હો લાલ તેરી બીજ નગરી, ગોકુલ નગરી. ટેક.
ઇત ગોકુલ ઊતમથુરાં નગરી, બંચ બહે જમુના ગહીરી. કે. ૧
પાંવ ધરાં મેરી પાયલ ભીંજે, કુદીપરે બહી જાઉ સગરી. કે. ૨
મૈ દધિ બેચન જાત બંદ્રાબન; મારગમેં મોહન ઝગરી. કે. ૩
બરજો જસોદાજી આપને લાલકો, છીનલિયેમેરીનથચુનરીકે. ૪
રહુ રહુ ગ્વાલિની જૂઠ ન બોલો કાન્હ અકેલાહુમ સગરી. કે. ૫

હમરો કન્હૈયા પાંચ બરસકો,તુમગ્વાલિની અલમસ્તબાઈ. કે. ૬
જાય પુકારો કંસ રાજાસેં, ન્યાય નહીં મથુરાં નગરી. કે. ૭
બંદ્રાબનકી કુંજ ગલનમેં. ફેંટ પકર રાધે ઝગરી. કે. ૮
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,સાધુ સંગ કરી હમ સુધરી. કે. ૯

પદ. ૯૫

રામ રતન ધન પાયો, મૈયા મેંતો રામ ધન પાયો. ટેક.
સત સંગત સતગુરૂ પ્રતાપસે, ભાગ બડો બની આયો. મૈ.
ખરચે ન ખુટે વાકું ચોર ન લુંટે, દીન દીન હોત સવાયો. મૈ.
નીર ન ડુબે વાકુ અગ્નિ ન જાલે, ધરણી ધર્યો ન સમાયો. મૈ.
નામકો નાવ ભજનકી બતીયાં, ભવ સાગરસેં તાર્યો. મૈ.
મીરાંબાઇ પ્રભુ ગીરધર શરને, ચરન કમલ ચિત્ત લાયો. મૈ.

પદ. ૯૬

ક્યા કરૂં મેં બનમેં ગઇ, ઘર હોતીતો શ્યામકું મનાઈ લેતી.
ગોરી ગોરી બઇયાં હરી હરી ચુડીયાં, ઝાલા દેકે બોલા લેતી.
અપણે શ્યામ સગ ચોપાટ રમતી, પાસા ડાલકે જીતા લેતી.
બડીબડી અંખીયા ઝીણાઝીણા સુરમા, જોતસેંજોત મિલાલેતી.
ઇબા મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ લપટાલેતી.

પદ ૯૭-તુજ બિન મોરી કોન ખબર લે, ગોવરધન ગીરધારીરે.
મોર મુકુટ પિતાંબર સોહત, કુંડલકી છબિ ન્યારીરે.
ભરી સભામેં દ્રુપતી ઠાડી, રાખી લાજ સમારીરે.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલીહારીરે.

પદ. ૯૮

હોરી ખેલનકું આઇ રાધે પ્યારી હાથ લીએ પીચકારી. ટેક.
કીતના બરસકે કુંવર કનૈયા, કીતના બરસ રાધે પ્યારી. હોરી.
સાત બરસકે કુંવર કનૈયા, બારે બરસકી રાધે પ્યારી. હોરી.
અંગુલી પકડ મેરો પોંચો પકડયો, બૈયા પકડ ઝક ઝોરી. હોરી.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તુમ જીતે હમ હારી. હોરી.

પદ ૯૯-એસી ચતુર બ્રજનાર પીયા સંગ ખેલે હોરી. ટેક.
નવરંગ ઉડત ગુલાલ સુગંધી કેશર ઘોરી.
રાધેસેં અરસત શ્યામ, શ્યામસેં રાધે ગોરી. એસી.
ઊડતહે અબીર ગુલાલ કેશરકી ભરી કટોરી.
રાધે ચઢી મુખ મોડ, શ્યામ મેરી બૈયાં મરોરી. એસી.

જૈસે બને નંદલાલ, તૈસી બની રાધે ગોરી.
દાસ મીરાંબાઇ બલજાય, અવિચલ રહેજો જોરી. એસી.
પદ. ૧૦૦— મતડારો પીચકારી મેં સધરી ભીજ ગઈ.
જીન ડારેસો સનમુખ રહીઓ,નહી તો મે દેઉંગી ગારી. મત ૧
ભર પીચકારી મેરે મુખપર ડારી, ભીજ ગઇ તન સારી. મત. ૨
લાલ ગુલાલ ઉડાવન લાગે, મેં તો મનમે બિચારી. મત. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલિહારી. મત. ૪
પદ. ૧૦૧
કોણ જાણે પરાયે મનકી, મનકી તનકી સંગનકી. કોણ. ટેક.
ચોર રેન અંધેરી ચહાવે, આશ કરત પર ધનકી. કોણ. ૧
સાધુ રેન ચાંદની ચહાવે, ટેર કરે ભજનકી. કોણ. ૨
હિરાકી પારખ જવ્હેરી જાને,મોટ સહત શીર ધનકી. કોણ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તજી લાજ કુટુંબનકી. કોણ. ૪
પદ. ૧૦૨ — રાધેજીકું લાગે બંદ્રાવન નીકો. ટેક.
બંદ્રાબ મેં તુલસી કો વડલો, જાકો પાન ચરીકો. રાધેજી. ૧
બંદ્રાબનમેં ધેનુ બોત હે, ભોજન દુધ દહી કો રાધેજી. ૨
બંદ્રાબનમેં રાસ રચ્યો હે, દરશન કૃષ્ણજીકો રાધેજી. ૩
મીરાં કહેપ્રભુ ગીરધર ાગર,હરી વિનાસબરંગફીકો. રાધેજી. ૪
પદ. ૧૦૩—મોહન રાતલડી કયાં વસીયા મોહન રાતલડી. ટેક.
કોણ તમારો નામ કહીજે, કોણ તમારી જાતલડી. કયાં. ૧
ભકત વચ્છલ મેરો નામ કહીજે,જાદવ અમારી જાતલડી. કયાં ૨
કાં સતભામાકે મેહેલ પધારો, કાં કુબજાસે લાગે વાતલડી. કયાં. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, આય મીલે પરભાતલડી.કયાં. ૪
પદ. ૧૦૪—મોહન જાઓ કઠે, સાંવરીયા મોહન જાવો કઠે,
તુમ રહોને અઠે, સાંવરીયા મોહન જાઓ કઠે. ટેક.
ગોકુલ બસવો ફિકો લાગે, મથુરામે કાંઈ લાડુ બટે. સાંવરીયા.
નિતકો તો આણો જાણો છોડી દે, નિત આયેસેં તેરો માન ઘટે.
રાધા રૂખમણી ઓર સતભામા, કુબજાતે કોઈ લીની પટે. સાં.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર નામ લીયેસે પાપ કટે. સાં.
પદ. ૧૦૫—ઠાડોરેઓ કદમકીછૈયાં, બોલત સખરી સૈયાં.ટેક.
બાતબેર સમઝાવન લાગી, છોડ હમારી બૈયાં. ઠાડો.
બીન બોલાયો એસે બોલે, લગત હે ધીર કનૈયા. ઠાડો.

મેં સુતા વૃષભાનકી કૈયે તુમ હો નંદજીકે છૈયા. ઠાડો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર ચરણમેં શીશ નમૈયા.ઠાડો.

પદ. ૧૦૬—શરદકી બંસરી બજાઇરે. ટેક.
બનસરીવાલા સાંવરા બનસી ફેર બજાય.
તેરી બનસી લાગે સોહામણી આવું લાર કીલાર. સરદકી.
હીંગજ ડારી ભાતમેં લુણ ખીરકે માંઇ.
કર કાંકણ શોભે પગમેં ઘુઘર ગળે છલકાઈ. શરદકી.
બંસ પુરામેં નિપજી નિકસી પરવત ફોડ.
જો તને જાણું વાજતી, દેતી તોર મરોડ શરદકી.
મથુરાજીકી કુંજગલીમેં, બોલે દાદુર મોર,
મીરાંને પ્રભુ ગીરધર મીલીયા, મીલ ગયા નંદકીશોર. શ.

પદ. ૧૦૭ કબસુમરોગે રામ,અબતુમ કબ સુમરોગે રામ. ટેક.
ખરચ્યો ન ખુટે ચોર ન લુટે, એસો હૈ હરી નામ. અબ.
દિન દિન હોત સવાયો દોઢો, અંતે આવત કામ. અબ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, દે દરશનકો દાન. અબ.

પદ. ૧૦૮

કાહુબીધમીલજાઓગીરધરી તેરીસાંવરીસુરતપેજાઉબલીહારી.
તોરી મધુરી સુરતપેં જાઉં બલીહાર. મોહેકહુ. ટેક.
ગોકુલ ઢુંઢી બંદ્રાબન ઢુંઢી, મથુરાં ઢુંડી સારી. મોહેકાહુ ૧
બંદ્રાવનમેં ધેનુ ચરાવે બનસી બજાવે ગીરધારી.મોહેકાહુ ૨
દધિબેચનકું નીકસીગ્વાલિની, સાંવરેનેમોહનીડારી.મોહેકાહુ ૩
પીતાંબરકા કાછન કછની, ઉપરના ગાહત ભારી મોહેકાહુ ૪
મોર મુગટ શિર છત્રબિરાજે;કુંડલકી છબીભારી. મોહેકાહુ ૫
કરમકી મેંઠ ડીતોરીવિનતી કરતહું,ઇતનીઅરજ પ્રભુસુનોહમારી.
મીરાં કહે પ્રભુગીરધરનાગર,તોરે ચરણકમલપેંજાઉબલીહારી

પદ. ૧૦૯

સુનો તુમ ઓધવજી મહારાજ મતિ કરો માધવજીસે બાત.
કપટી મિત્રસેં પ્રિત કીજે, છોડ ચલે આધિરાત. સુનો.
બિંદ્રાવનમેં રાસ રચીહે, કોઇ આવત કોઇ જાત. સુનો.
બિંદ્રાબનકી કુંજ ગલિનમેં, છીન છીન દધિ ખાત. સુનો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રિત કરે પસ્તાત. સુનો.

પદ. ૧૧૦—કહાંને જોશી પ્યારા રામ મિલન કબ હોશી. ટેક.

જો જોશી મોહે પ્રભુ મિલેતો, હિરા જડાવું તેરીપોથી કહો.
ખીર ખાંડકા ભોજન જમાવું, અરૂ પિતાંબર પોતી, કહો.
જો જોશી મોહે પ્રભુ ના મિલેતો, જુઠી પડે તેરી પોથી. કહો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, રામ મિલે સુખ હોવી. કહો.

પદ. ૧૧૧–કહેકું રાખો બેર, રાણાજી મારું કહેકુ રાખો બેર. ટેક.
તુમલે રાણાજી મોહે એસે પિયારે, જુ બબરનમેં કેર. રાણા.
છોડા રાણાજી તેરો રાજ રાવરો, છોડા સારો શેહેર. રાણાજી
વિખકા પ્યાલા રાણેજી ભેજયા, અમૃત હો ગયો ઝેર. રાણાજી
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, સબ સંતનકી મેહેર, રાણાજી

પદ. ૧૧૨–રાણાજી મેં તો પ્યારા ગોવિંદકા ગુણ ગાસું. ટેક.
ચરણામૃતકો નેમ હમારે, નીત ઉઠી મંદિર જાસું. રાણા.
રાણાજી રૂઠયા તો આપણો રાજ રાખશે, પ્રભુજી રૂઠે મર જાશું.
રામ નામકી ઝાંજ બનાવશું, સંસાર સાગર તર જાસું. રાણા.
વિખકા પ્યાલા રાણેજી ભેજ્યા, ચરણામૃત કર લેશું. રાણા.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, આવા ગમન મિટાસું. રાણાજી.

પદ. ૧૧૩

નહીં રહું તેરે હટકી, રાણાજી મેં નહીં રહું તેરે હટકી. ટેક.
તુંમ રાણા મોયે મીલો હરી વિમુખ, ખુંઘટ પડજો પટકી. રા.
નિશ દીન ધાઊ રામકું રિઝાઉ, નાચું દેદે ચુટકી. રાણાજી.
રમા નાથ મેરો હાર હૈયેકો, અમૃત કર મેં ઘટકી. રાણાજી.
તુંતો રાણાજી મોયે એસો પ્યારો, લાગે જેસે ચુરકી કટકી. રા.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણકમલ ચિત અટકી. રા.

પદ. ૧૧૪

ધીક હૈ જુગમેં જીવન જાકો, ભજન બિના દેહ ધારી. ટેક.
જબ માતાકી કુખ જનમ્યો, આનંદ હરખ ઉચ્ચારી;
જુગમેં આય ભજન નવ કીનો, જનનીકું ભારે મારી. ધિક ૧
કાગ કોયલ તો સબરંગ એકે, કોઈ ગોરી કોઈ કારી;
વો બોલે તકી તિરજ મારે, વા બોલે જગ પ્યારી. ધિક ૨
બગલા તો શિર ઉપે ઝુલે, વાકી મન વિચારી;
કૂલસબ કોઈ કરણીકા ચાખે, માનો બાત હમારી. ધિક ૩
જુનીસાં નાવ જમલા ખેવટીયા, ભવસાગર બહુ ભારી;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રભુ મોકુ પાર ઉતારી. ધિક.૪

પદ. ૧૧૫

ભજ લે નંદકુમાર, મુરખ મનમેં સમઝકર ભજલે નંદકુમાર.
નંદકે લાલસેં હેત કરી લે, ઉતરલે ભવજલ પાર. મુ. ૧
ઓર કછુ તેરે કામ ન આવે, પ્રાણ જીવન આધાર. મુ. ૨
નિશ દીન ધાવત ઓર જગાપે, હરી ભજનમેં નહી પ્યાર. મુ. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ ચિત સાર. મુ. ૪

પદ. ૧૧૬

બિસર ગઈ મેરો હાર, જલ જમુનાકે તીરે બિસર ગઈ મેરો હાર
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, કેસે ઉતરૂ જલ પાર. જલ ૧
મેં જલ જમુના ભરત જાતરી, મિલ ગયે નંદ કુમાર. જલ ૨
બ્રંદાબનકી કુંજ ગલિનમેં, નૃત્ય કરત હે મોરાર. જલ ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલિહારી. જલ ૪

પદ. ૧૧૭

નાગર નંદ કુમાર, દેજો મેરી ઇંઢોણી નાગર નંદ કુમાર. ટેક.
રત્ન જડિતકી ઇંઢોણી હમારી, હીરા જડયા હજાર. દેજો ૧
લીધી હોય તો ઝટ મોહી દો પ્રભુ, કાહેકુ લગાવો વાર દેજો ૨
જમનાકે નીર તીર ધેન ચરાવે ગાવત ગુણ અતિસાર. દેજો ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ આધાર. દેજો ૪

પદ. ૧૧૮

દવ તો લાગેલ ડુંગરમાં, કહોને ઓધાજી હવે કેમ કરીએ.
કેમ તે કરીએ અમે કેમ કરીએ, દવતો લાગે૦. ટેક.

હાલવા જઇએ તો હાલી ન શકીએ,
બેશી રહીએ તો અમે બળી મરીએ. દવતો૦
ચારે વશતીએ નથી ઠેકાણું રે વ્હાલા;
પર વરતીની પાંખે અમે ફરીએ. દવતો૦
સંસાર સાગર મહાજળ ભરીયો વ્હાલા;
બાંહોડી ઝાલો નીકર બુડી મરીએ. દવતો૦
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગર;
ગુરૂજી તારે તો અમે તરીએ. દવતો૦

પદ. ૧૧૯

ચરણ રજ મહિમા મેં જાની. ચરણ. ટેક.
યાહી ચરણસેં ગંગા પ્રગટી, ભગીરથ કુલ તારી. ચ૦

માહી ચરણુસે વિપ્ર સુદામા, હરી કંચન ધામ દીનણી. ચ.
માહી ચરણુસે અહિલ્યા ઉધારી, ગૌતમ ઘરકી પટરાની. ચ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલસે લપટાની. ચ૦

પદ. ૧૨૦

માઈ મૈને ગોવિંદ લીન્હો મોલ. ટેક૦
કોઇ કહે હલકા કોઈ કહે ભારી. લીયે જુ તરાજુ તોલ, મા૦
કોઇ કહે સસ્તા કોઇ કહે મહંગા, કોઇ કહે અનમોલ. મા૦
બ્રિંદાબનકી કુંજ ગલનમેં, લિયા બજાકે ઢોલ. મા૦
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, પૂર્વ જનમકે બોલ. મા૦

પદ. ૧૨૧

ધ્યાન ધણી કેરૂં ધરવું રે, બીજું મારે શું કરવું.
શું કરવું રે સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું. ટેક૦
નિત્ય ઉઠીને અમે નાહીએને ધોઇએ,
ધ્યાન ધણી તણું ધરીએ રે. બીજું મારે૦
સંસાર સાગર મહાજળ ભરીઓ રે વ્હાલા;
તારે ભરોંસે અમે તરીએ રે, બીજું મારે૦
સાધુ જનને ભોજન જમાડીએ વ્હાલા;
જુઠું વધે તો આપણુ જમીએ રે. બીજું મારે૦
વૃંદાવનમાં રાસ રચ્યોરે વ્હાલા;
રાસ મંડળમાં અમે રમીએ રે. બીજું મારે૦
હીરનાં ચીર મને કામ ન આવે વ્હાલા;
ભગવાં પેહેરીને અમે ભમીએ રે, બીજું મારે૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
ચરણ કમળમાં ચિત્ત ધરીએ રે. બીજું મારે૦

પદ. ૧૨૨

રામ રમકડું જડીયુંરે, રાણાજી રે મને રામ રમકડું જડીયું ટેક.
રૂમઝુમ કરતું મારે મંદીરે પધાર્યુંરે, નહી કોઇને હાથે ઘડીયું રે. રા૦
મોટા મોટા મુનિજન મથીમથી થાકયારે,
કોઇ એક વીરાને હાથે ચડીયું રે. રાણાજી.
શુન્યશિખરનારે ઘાટની ઉપર, અગમ અગોચર નામ પડીયું રે. રા૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
મારૂં મન શામળીયાશું જડીયું રે. રાણાજી.

પદ. ૧૨૩

નાંખેલ પ્રેમની દોરી, ગળામાં અમને નાંખેલ પ્રેમની દોરી. ટેક.
આણી કોરે ગંગા વહાલા, પેલી કોરે જમુનાના વાહાલા;
વચમાં કાનુડો નાંખે ફેરી. ગળામાં અમને.
વન્દરારે વનમાં વહાલો ધેન ચરાવે,
વાંસલડી વગાડે ઘેરી ઘેરી. ગળામાં અમને.
જળરે જમુનાનાં અમે પાણીડાં ગયાં તાં
ભરી ગાગર નાંખી ઢોળી. ગળામાં અમને.
વન્દરારે વનમાં વહાલે રાસ રચ્યો રે,
કાનડ કાળોને રાધા ગોરી. ગળામાં અમને.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વાહાલા;
ચરણની દાસી પીયા તોરી. ગળામાં અમને.

પદ ૧૨૪

માઇ મેરે નયન બસે રઘુબીર, માઇ મેરે૦ ટેક.
કર શર ચાપ કુસુમ સર લોચન, ઠાડે ભયે રનધીર. માઇ.
લલીત લવંગ તવ નાગર લીલા, જબ પેખો તબ ધીર. માઇ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, બરસત કંચન નીર. માઇ.

પદ. ૧૨૫

હું તો પરણી મારા પ્રીતમજીની સાથ,
બીજાનાં મીંઢળ નહી રે બાંધું. ટેક.
ધણી ચોખલીયા રાણા જમવા નથી રે હાં—
હું તો પ્રેમના ટુકડા માગી ખાઉં રે. બીજાનાં૦
ચારે ચારે જુગની રાણા ચોરી ચીતરાવો હાં—
હું તો મંગળ વરતી છું ફેરે ચાર. બીજાનાં૦
મોતીડાંની માળા રાણા ગમતી નથી રે હાં—
વાલાજી હું તો તુલસીની માળા પેહેરી ફરૂં રે બીજાનાં૦
હીરચીર સાડી રાણા કામ ન આવે રે હાં—
હું તો ભગવાં પેહેરીને થઈ છું ન્યાલ. બીજાનાં૦
બાઇ મીરાં ગાય પ્રભુ ગીરધરના ગુણ રે હાં—
વાલાજી હું તો તમને ભજીને થઇ છું ન્યાલ રે. બીજાનાં૦

પદ. ૧૨૬

કૃષ્ણ મેરી નજરકો આગે ઠાડે રહો રે. ટેક૦

મેં જો બુરી શ્યામ અધર ભક્ષી હૈ, ભલીકી બુરી મોરે
દીલ રહો રે. કૃષ્ણ૦
પ્રીતકો પેંડા બહુત કઠીન હૈ, ચાર કહી દશ અવર
કહો રે. કૃષ્ણ૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રીત કરો તો મેરા બોલ
સહો રે. કૃષ્ણ૦

પદ. ૧૨૭

મંદીરીયાંમાં દીવડા વિનાનું અંધારૂં, મંદીરીયામેં. ટેક.
ખળભળ્યાં દેવળ ઉભી રહી થાંભલી રે,
બાહુ નહી ઝીલે એનો ભાર રે. મંદીરીયાંમાં.
હાથમાં વાટકડી ઘરેઘર ઘુમતી,
કોઇને આલો ઓધારૂં. મંદીરીયાંમાં
ઉઠી ગયો વાણીઓને પડી રહી હાટડીરે;
જમડા કરે છે ધીંગાણું. મંદીરીયાંમાં.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
આવતા જમડાને પાછો વાળું. મંદીરીયાંમાં.

પદ. ૧૨૮

ચાકર રાખોજી, અમને ચાકર રાખોજી,
શામળીયા ગિરધારીલાલ, ચાકર રાખોજી. ટેક.
ચાકર રહીશું બાગ બનાવશું, નિત્ય ઊઠી દર્શન પાઇશું;
વૃંદાવનકી કુંજગલનમેં, ગોવિંદના ગુણ ગાઇશું. અમને.
ચાકરીમાં દર્શન માગું, સ્મરણ માગું ખરચી;
ભાવ ભક્તિ જાગીરી જાચું, તીનો બાતાં સરખી. અમને.
પ્રેમ પ્રીતસેં ધ્યાન લગાયા, રામકૃષ્ણ લો લાવા;
સુરત નુરત જાગીરી પાયા, નીરસે પટા લખાયા. અમને.

પદ. ૧૨૯

જ્ઞાન કટારી મારી, અમને પ્રેમ કટારી મારી ટેક.
મારે આંગણે રામજી તપસીયો તાપે રે;
કાને કુંડલ જટાધારી રે. રાણાજી.
મકનોશો હાથી રામજી લાલ અંબાડી રે,
અંકુશ દઇ દઇ હારી રે. રાણાજી.
ખારા સમુદ્રમાં અમૃત ભળીયું રે;

એવી છે ભક્તિ અમારી રે. રાણાજી.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
ચરણ કમલ બલીહારી રે. રાણાજી.

પદ. ૧૩૦

મેને સારા જંગલ ઢુંઢારે, જોગીડા ન પાયા. ટેક.
કાનુ બીચ કુંડલ જોગી ગલે બીચ શેલી,
ઘર ઘર અલક જગાયા મેને સારા૦
અગર ચંદનકી જોગી સારી ધુણી ધખાયા
અંગ બીચમેં ભભુત લગાયા. મેને સારા૦
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગર,
શબ્દ હું ધ્યાન લગાયા. મેને સારા૦

## મીરાં ચરિત્ર.

પદ. ૧૩૧

મીરાં મન મોહનસું માન્યું; વરિયા વરિયા શ્રી ગીરધરલાલ,
જાણે જગ નથી કંઇ છાનું. ટેક.
જેમલ રાઠોડની દીકરીરે સુણો; મીડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં રૂડું, ધર્યું મીરાંબાઈ નામ. મીરાં૦
જોશીએ વાંચી જન્મોતરી રે, તેમાં લખ્યું નિકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથને રે કરસે, નંદકુંવરજીસું નેહ, મીરાં૦
ઉદેપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે રે કંઇ લૌકિક રીતે મીરાંબાઇ. મીરાં૦
દેવીને દેવા વધામણાં રે ચાલ્યાં વર કન્યા સહુ જન;
રાણે પારવતીજી પુજીયાં રે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં૦
સાસુ કહે સૌભાગ્ય વધે રે વહુ નમો શકતીને પાય;
મીરાં કેહે મસ્તક મારૂં નહી નમે, વીના એક શ્રી ગિરીધરરાય. મીરાં૦
સાસુ કેહે સામું બોલી આજથીરેમારે નથી એ વહુનું કામ
પુત્રને કહ્યું એને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં૦
એવું સુણીને મીરાં મગ્ન થયાંરે, ભલું થયું ભાગી જંજાળ;
સાધુની સંગે દીનરેત નિર્ગમશું, સુખેસેવીશું ગાઇશું ગોપાળ. મીરાં૦
નંદ નંદન સાથે ન્યારાં રહ્યાંરે મીરાં હરીજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથાકીર્તન ઓચ્છવ, હરીને લડાવે કરે લેર. મીરાં૦

તત્કાળ આવી મીરાંબાઇની પાસે બાળી, આથો માંડ્યો ઉતપાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીએર લજાવ્યાં માતમીરાં૦
અંબર આભુષણ પેહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
માહોલે પધારો રાણાજી તણુંરે રમી રીઝવી લ્યો ભરથાર. મીરાં૦
છાપાં તીલક આ શી તુળશીનીમાળા,નાચો ખુંદો વેરાગીનેવેશ;
સંગ મુકીદો સાધુ સંતનોરે, રાણે જી તો કરે સુણી કલેશ. મીરાં૦
મીરાં કહે રે બાઈ કલેસ ટળવાનો, એકજ છે ઉપાય;
કેહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦
વળી સોનું રૂપુ પેહેરે શું સર્યુંરે, કાઢી નાંખો એ ડાકડમાળ;
છાપાંતીલક ધરી સાધુમાંબેસોઆલ્યોપેહેરો તુળસીનીમાળ. મીરાં૦
તમો પણ જાઓ શીદ સાસરે રે બાઈ, વૃથા વટાળો શાને દેહ;
મન ગમતા મોહનવર સાથે તમો સર્વ તજી કરો સ્નેહ. મીરાં૦
કેહેજો તમારી માતને રે વૃદ્ધ થયાં ગોવીંદ ગુણ ગાય;
હરી વિના કોટી દેવ સેવશો તોએ, જનમ મરણ નહીં જાય. મીરાં૦
સુણી એમ છણુકતી ખીજતીરે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઇભાભીકેહેછે થાઓવેરાગીસહુ, મુકીરાજઅવાસ. મીરાં૦
એવું સુણીને આવ્યો રોષ રાણાને પ્રેર્યા સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાંરે,કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં૦
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે ઘરમાં થઇ રહ્યોછે થૈકાર. મીરાં૦
સુણતાંમાં રાણો થયો રાતડોરે ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
પેઠા મીરાંને મેહેલે એકલોને કોઇ,આવે ના ધાઇ દીધાં દ્વાર. મીરાં૦
આવી જોયુંતો મીરાં એકલીરે, પ્રભુએ એને ના દીધું દરશન;
પુછ્યું મીરાંને પેલો પુરૂષ ક્યાં છે તારે લાગીછે જે શું લગન. મીરાં૦
ક્યાં ક્યાં છે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપુર;
ધ્યાનમાં જુએ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે, રેહે છે દુષ્ટ થકી દુર. મીરાં૦
કાઢી નાંખોજી આ કલેશ કપટ સંગે નિર્મળ કરો મન;
પ્રેમભકતીએ પરબ્રહ્મ ભજો તો તમને થાય તેનાં દરશન. મીરાં૦
એવું સુણીને આગ લાગી પાણીરે પણ, ભાવ ના આવ્યો રે ભુપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦
તોએ મુરખ સમજ્યો નહીરે, મન સાથે ના કીધો વીચાર;
બીજું ખડગ એણે ખેંચીયુંરે ત્યારે, હરિયે દેખાડી મીરાં ચાર. મીરાં૦

છાસો પડયો પાછો ફર્યો રે રાણો, આવ્યો પોતાને ઘેર;
વીખનો પ્યાલો મીરાંને મોકલ્યો પીજો કાલાવ્યું, રાણાએ આણી ઝેર મીરાં
લીધો મીરાંએ મન મગ્ન થઈને રે પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઇ ગયું રે એને, સમરથ ધણી ભગવાન. મીરાં૦
મીરાંબાઇ આવ્યાં વંદ્રાવનમાં રે પ્રેમે, નીરખ્યા શ્રી વ્રજરાય;
શ્રી જમુના પયપાન કર્યું ને કરી, જીવ ગોસાઇને શિક્ષાય. મીરાં૦
હરીજન જાણી મીરાંમળવાનું કાવ્યું તેણે, કાવ્યું નાજોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને, પરપુરૂષ જોયેથી દુઃખ. મીરાં૦
આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વ્રંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો તેમાં, ધન્ય તમારો વીવેક. મીરાં૦
એવું સુણીને જ્ઞાન પામીયા રે. જીવગોસાઈ મળ્યા છે સામા ધાઇ
હળી મળીને હરીની વાત કરીને આવ્યાં. મેવાડદેશ મીરાંબાઈ. મીરાં૦
કરી તઇયારી ચાલ્યાં દ્વારીકાં, પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ;
વાસ કરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પોહોંચ્યા છે મનના કોડ. મીરાં૦
પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેને જે કોઇ. લાવે મનાવી મીરાં ઘેર, મીરાં૦
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વહેલાં, રાણાજી તો અન્ન ન ખાય. મીરાં૦
જ્યાં લગી તમો રહેશો દ્વારીકાં રે, ત્યાં લગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વીદાય માગવાને; આવ્યાં શ્રી પ્રભુજીની પાસ. મીરાં૦
હરીએ હકીકત સાંભળીને હસી ચાંપી રૂદીયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં, જેજે શ્રી દ્વારકાંનાથ. મીરાં૦
ચરિત્ર એ મીરાંબાઈનું રે જે કો શિખે સાંભળે ને ગાય;
પ્રેમ ભકિત તેને મળે ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં૦

પદ ૧૩૨ મું.

ઘેલાં ભલે થયાં રે બાઈ, મને ઘેલામાં ગુણ લાગ્યો ટેક.
આગે તો અમે કાંઇ ન જાણતાં, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલાં પડીયાં, આરગે મળીયા સાધુ. ઘેલાં.
ઘેલાં તો અમે હરીનાં ઘેલાં, દુરીજનીયાં શું જાણે;
જે રસ દેવી દેવને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં.
ઘેલાં તો અમને હરીએ કીધાં, નિર્મળ કીધાં નાથે;
પુરવ જનમની પ્રીતડી, અમને હરીએ ઝાલ્યાં હાથે. ઘેલાં.

પેહલાં પેહલાં તમે શું કરો, પેહલાં પેહલાંનું કરશો;
સુખનું કહેતાં દુખજ લાગે, તે નર ક્યાંથી તરશે. પેહલાં.
પેહલાં તો અમે કાંઇ ન જાણતાં, સાધુનાં ચર્ણ સેવ્યાં;
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ સમજે કારજ સીધ્યાં. પેહલાં.

પદ ૧૩૩ મું.

મેં તો છોડી છોડી કુલકી લાજ,
રંગીલો રાણો કાંઇ કરશે મારૂરાજ. ટેક.
પાંવમેં બાંધુંગી મેં ઘુઘરા, હાથમેં લઉંગી સીતાર;
હરીકે ચરણું આગે નાચતીરે, કાંઇ રીઝેગો કીરતાર મેં તો.
ઝેરકો પ્યાલો રાણાજી ભેજ્યો, ધરીયો મીરાંબાઇ હાથ;
કરી ચરણામૃત પી ગઇરે શ્રી ઠાકોરજીનો પ્રસાદ. મેં તો.
રાણાજીએ રીસ કરી ભેજ્યો, ઝેરી નાગ અસાર;
પકડ ગલે બીચ ડાલીયો, કાંઈ હો ગયો ચંદનહાર. મેં તો.
મીરાંકો ગીરધારી મીલીયા, જનમ જનમ ભરથાર;
મેં તો દાસી જન્મોજન્મકી, કૃષ્ણ કંથ સરદાર મેં તો.

પદ ૧૩૪ મું.

સ્વામી સબ સંસારકે હો, તુમ સાચે શ્રી ભગવાન; ટેક.
સ્થાવર જંગમ પાવક પ્રાની, ધરતી બીચ શમાન;
સબસેં મહિમા તેરી દેખી કુદરતકે કુરબાન. સ્વામી.
સુદામાકે દારીદ્ર ખોયે, પાંડવકી પહીચાન;
દો મુઠી તાંદુલકી આપી, દીનો દ્રવ્ય મહાન. સ્વામી.
ભારથમેં અર્જુનકે આગે, આપ ભયે રથવાન;
ઉસને અપને કુલકો દેખા, છુટ ગયે તીર કમાન. સ્વામી.
ના કોઈ મારે ના કોઈ મરતા તેરોહી અજ્ઞાન;
ચેતન જીવ તો અજર અમરહે, યહ ગીતા જ્ઞાન. સ્વામી.
મુજપર તો પ્રભુ કીપા કીજે, બંદી અપની જાન;
મીરાં માધો શરણ તીહારી, લાગે ચરનન ધ્યાન. સ્વામી.

પદ ૧૩૫ મું.

મારે હીરદે બસોજી દીનાનાથ મેં અબ ના બીસારૂંગી. ટેક.
મીરાં ઉતરી મોહોલસેં રે, છાપા તીલક લગાઈ;
પાયન બાંધે ઘુઘરૂ રે, હાથ મેં લીયે હે સીતાર. મેં અબ.
સાસ નનદીયા યાં ઉઠ બોલી, દેવલ શીશ નવાય;

મીરાં કહી માથા વહીં નમાઉંગી, જહાં પાઉં દીનાંનાથ. મેં અબ.
રાણા પ્યાલા ભેજ્યા રે, દેજો મીરાં હાથ;
મીરાં પ્યાલા પી ગઇ રે, તુમ જાનો વ્રજનાથ. મેં અબ.
રાણા ખાંડા સાધીયા રે, તુમ મીરાંકો માર;
તેરી મારી મરે ન મીરાં, રખને હાર કીરતાર. મેં અબ.

પદ ૧૩૬ મું.

સુની લે વિનતી મોરી, મેં શરણ ગ્રહી પ્રભુ તોરીજી.
આપ પતીત અનેક ઉધારે, ભવસાગર પાર ઉતારેજી; સુની.
મેં સબકા નામ ન જાનું, મેં કાંઈ ભક્ત બખાનુજી;
અંબરીસ સુદામા નામા, પ્રભુ પોહોંત્યા એનીજ ધામાજી. સુની.
ધ્રુવ પાંચ વરસકા બાલા, તુમ દર્શ દીયો નંદલાલાજી;
ધનાકા પ્રભુ ખેત જમાયા, કબીર ઘેર બેલ રચાયાજી. સુની.
શબરીકે તુમ ફુલ ખાયે, સબ કાજ કીજે મન ભાયે;
સધના નામે કસાઇ, તુમ બહુત કરા અપનાઇજી. સુની.
કર્માકી તુમ ખીચડી ખાઇ, ગણીકા પાર લગાઈજી;
મીરાં તુમરે રંગમેં રાતી, યહ જાનત હે સબ સાથીજી. સુની.

પદ ૧૩૭ મું.

જાગો તમે જદુપતિ નાથ, એક પળ બોલોને હરી;
એક પળ ઘુઘટડાની માંય, હસીને હરી બોલોરેજી. જા.
તન મન ધન કુરબાન, જાવું છે વીરને વારણે;
મીરાં બાઇ મેલી કુળની લાજ, ગીરધારી તારે કારણેજી. જા.
છોડી દેને આળ પંપાળ, પ્રભુનો ડર લાગશેજી;
જાવું મારે ધણીને દરબાર, તલ રાઇનાં લેખાં માગશેજી. જા.
નથી દીધાં ફકીરોનાં દાન, કંચન ક્યાંથી પામીએજી;
હજી લગી નાવ્યાં રે વૈમાન, દીધાં રે હોય તો પામીએજી. જા.
તમે મોટા છો મહારાજ, અમપર કરૂણા કીજીએજી;
જપતાં બોલ્યાં મીરાંબાઈ, દાસી દરશન દીજીએહેજી. જા.



## જાહેર ખબર.

અમારે ત્યાંથી નીચે લખેલાં પુસ્તકો વેચાતાં મળશે.

| | | |
|---|---|---|
| ૧ | ભજન રત્ન કર અથવા મહાન્ પુરૂષોના મુખની વાણી પૂર્વના મહાન્ ભકતોની અલૌકિક વાણી છે. એમાં સારાં સારાં ચુંટી કાઢેલાં ૬૦૦ ઉપરાંત ભજનો છે. | ૦ ૧૦-૦ |
| ૨ | પ્રીતમની વાણી પ્રીતમ સ્વામી અલૌકિક પુરૂષ હતા. તેમના મુખની વાણી ઘણી અમુલ્ય છે. એમાં ઉત્તમ ચુંટી કાઢેલાં ૨૭૫ પદ છે. | ૦—૫—૦ |
| ૩ | કબીર સાહેબનાં ભજન પદ. | ૦—૧—૦ |
| ૪ | મીરાંબાઈનાં ભજન પદ. પદ ૧૩૭ છે. | ૦—૨—૦ |
| ૫ | છોટમ કૃત કીર્તનમાળા | ૦—૪—૦ |
| ૬ | અખાની વાણી તથા ગંગ વિનોદ વીગેરે | ૦—૮—૦ |
| ૭ | ઋષિરાજનાં પદ | ૦—૨—૬ |
| ૮ | બોધ ચિંતામણી ઋષિરાજ કૃત. | ૦—૪—૦ |
| ૯ | ઉપદેશ ચિંતામણી ગણપતરામ કૃત. | ૦—૫—૦ |
| ૧૦ | ભજન સાગર | ૦—૨—૦ |
| ૧૧ | ભજન ભંડાર | ૦—૪—૦ |
| ૧૨ | ભકત શિરોમણી ભજન સંગ્રહ | ૦—૨—૦ |
| ૧૩ | દયારામ કૃત કાવ્ય સંગ્રહ | ૦—૫—૦ |
| ૧૪ | અંબીકા કાવ્ય | ૦—૬—૦ |
| ૧૫ | અમર ચરીત્ર | ૧—૮—૦ |
| ૧૬ | કાવ્ય દોહન મોટું ત્રણ ભાગનું | ૦—૮—૦ |
| ૧૭ | બૃહત્ કાવ્ય દોહન ભા. ૧ લો. | ૧—૮—૦ |
| ૧૮ | સુંદર વિલાસ. | ૦—૪—૦ |
| ૧૯ | વલ્લભ કૃત કાવ્ય સંગ્રહ | ૦—૮—૦ |
| ૨૦ | વલ્લભ પદમાળા | ૦-૧૦—૦ |
| ૨૧ | ચતુર સુંદર સ્રી વિલાસ ગરબાવળી મોટી | ૦—૩—૦ |
| ૨૨ | નરસીંહ મેહેતો નોવેલ | ૦—૪—૦ |
| ૨૩ | મીરાંબાઈ નોવેલ. | ૦—૬—૦ |
| ૨૪ | ભકતમાળ ગુજરાતી મોટી | ૧—૮—૦ |
| ૨૫ | ભકત પ્રકાશ | ૨—૦—૦ |

| | | |
|---|---|---|
| ૨૬ | વલ્લભ દિગ્વિજય. | ૧-૮-૦ |
| ૨૭ | ધોળપદ સંગ્રહ પુષ્ટી માર્ગનાં પદ. | ૦-૩-૦ |
| ૨૮ | શ્રીમદ્ ભાગવત ભાષાંતર મોટું ઊંચા કાગળ સુંદર ૧૬ ચિત્રો સહીત. | ૨-૮ |
| ૨૯ | પંચીકરણ રામબાવા કૃત મોટું સટીક પુષ્કળ દૃષ્ટાંત, સિદ્ધાંત તથા વિવેચન સહિત. | ૧ ૦- |
| ૩૦ | મણિરત્નમાળા સટીક મોટી | ૧-૦-૦ |
| ૩૧ | ભાગવતનોએકાદશસ્કંધગુજરાતીટીકાસહીત. | ૦-૮-૦ |
| ૩૨ | શ્રીમદ્ ભગવદ્ ગીતા ગુજરાતી ટીકા સહિત. | ૦-૮-૦ |
| ૩૩ | પંચરત્ન ગીતા ,, ,, | ૦-૧૪-૦ |
| ૩૪ | ચંદ્રકાન્ત ભાગ ૧ લો, | ૨-૮-૦ |
| ૩૫ | ,, ,, ૨ જો, | ૨-૮-૦ |
| ૩૬ | ,, ,, ૩ જો, | ૨-૮-૦ |
| ૩૭ | ભાવ પ્રકાશ ત્રણે ખંડ ગુજરાતી ટીકા વૈદક. | ૬-૦-૦ |
| ૩૮ | શારંગધર સંહિતા ગુજરાતી ટીકા | ૨-૮-૦ |
| ૩૯ | અમૃતસાગર ગુજરાતી | ૧-૧૨-૦ |
| ૪૦ | યોગ ચિંતામણી | ૧-૪-૦ |
| ૪૧ | નાડી જ્ઞાન અને અનુપાન તરંગીણી. | ૦-૧૨-૦ |
| ૪૨ | આર્ય ઔષધ ડો. વીરજી ઝીણા કૃત. | ૨-૮-૦ |
| ૪૩ | આયુર્વેદ સુધાકર ગુજરાતી ટીકા સહિત. | ૧-૦-૦ |
| ૪૪ | વૈદ્ય વલ્લભ ,, ,, | ૦-૪-૦ |
| ૪૫ | વૈદ્યામૃત ,, ,, | ૦-૪-૦ |
| ૪૬ | ગીરધર કૃત રામાયણ મોટા અક્ષરની પાકું ગીલ્ટીંગ પૂઠું. | ૧-૮-૦ |
| ૪૭ | ગીરધર કૃત રામાયણ નાની | ૦-૮-૦ |
| ૪૮ | તુલસી કૃત રામાયણ મૂળ હિંદુસ્તાની નાની, | ૦ ૧૦-૦ |
| ૪૯ | ,, ,, ,, મોટી | ૧-૮-૦ |
| ૫૦ | ,, ,, ગુજરાતી ટીકા સહિત | ૪-૦-૦ |
| ૫૧ | વાલ્મીકી રામાયણ ગુજરાતી ભાષાંતર | ૬-૦-૦ |
| ૫૨ | મહાભારત વલ્લભ કૃત | ૩-૦-૦ |

બીજાં પણ સંસ્કૃત ગુજરાતી પુસ્તકો મળશે.

ઝવેરભાઈ ઉમેદભાઇ પટેલ.

બુકસેલર, રીચીરોડ—અમદાવાદ.